# रत्नसिंह चंद्रिका.

## सत्य स्नेहानंद-वार्ता.

પ્રસિદ્ધ કરનાર

નગીનદાસ ચુનીલાલ શેઠ.

श्लोक.

मृद्‌घटवत्सुखभेद्यो दुःसंधानश्चदुर्जनोभवती॥
सज्जनस्तुकनकघटवत् दुर्भेद्योश्चाशुसंधेयः ॥

અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીન્ટીંગ અને જ-
નરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કિમ્મત આઠ આના.

# रत्नसिंह चंद्रिका.

## सत्य स्नेहानंद-वार्ता.

પ્રસિદ્ધ કરનાર

## નગીનદાસ ચુનીલાલ શેઠ.

श्लोक.

मृदघटवत्सुखभेद्यो दुःसंधानश्चदुर्जनोभवती॥
सज्जनस्तुकनकघटवत् दुर्भेद्योश्चापुसंधेयः ॥


અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જ-
નરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કિમ્મત આઠ આના.

# પ્રસ્તાવના.

**વ્હાલા વાંચનાર:**—ગ્રંથાવલોકન ભૂમિકામાં વિચરતાં પહેલાં જેમ તને બાજીગરના પૂતળાની પેઠે જગતના પ્રવાસી બનવું પડયુંછે; તેમજ પ્રેમાર્ણવ પ્રવાસી આ વાર્તાના પાત્રોમાં પણ થયુંછે. કેટલી દીલગિરીની વાતછે કે આધુનિક પાશ્ચિમાનુકરણિય કેળવણીએ નીતિ રીતિમાં અઘટિત સંબંધ જોડીને પ્રજાને મનસ્વિ તરંગે ચડાવી દીધીછે. અરે પૂરાતન સ્વદેશ સ્નેહાર્ણવ પવિત્ર ઓટની ટોચને બીભત્સ રસમય કરી દીધી છે! આ શું આપણા હૃદયને શોક સંતાપનું કારણ નહિ કહેવાય? આજનાં યુવક યુવતિયો પોતાના આયુષ પ્રવાહમાં મુસાફરી કરતાં પ્રેમની પવિત્રતામાં જે ધૈર્દુર્ય દાખવેછે તે શું ઇશ્વરના ઈન્સાફની ક્ષીતિજમાં યથાસ્થિત ગણાય? તેમણે સમજવું જોઇએ કે જગતમાં જન્મ મર્ણના અથાવત્ ચક્રમાં ચગડોળ ચડીને પણ પ્રયોજન પ્રાપ્તિરૂપ પ્રેમ પંથ પ્રનાળિકામાં પર્યટણ કરતાં સહેજ મુક્ત પદ પામવું.

## श्लोक.

**यस्य जीवती जीवंती दीना मित्राणी बांधवा ॥**
**जीवितं सफलं तस्य, आत्मा अर्थे कोन जीवती ॥**

**ભાવાર્થ:**—જે પુરૂષના જીવવાથી ગરીબ અને મિત્ર તથા સગા કુટુંબીઓ જીવેછે તે માણસનું જીવવું સફળછે. પોતાના આત્માને અર્થે કોણ નથી જીવતું?

માટે પ્રેમના સત્યવ્રતને સમજીને આપણા સ્વર્ગવાસી કવીશ્રી નર્મદાશંકરભાઇએ પણ "પ્રેમ પ્રેમમય જગત, પ્રેમથી મુક્તિમાનં" એ પદની પ્રેરણા કરીછે; અને અત્રે મારી પણ આબાલ વૃદ્ધ ભ્રાતૃ ગણને એવીજ પ્રાર્થના છે કે જગતના દરેક પ્રેમાંકુરિત ક્યારાઓમાંથી જો 'કોઇ મહાન વૃક્ષની ગરજને પુરી પાડશે તો હું ધારૂંછું કે તેના આશ્રયથીજ આર્ય મિત્ર મંડળની પરમાનંદ પ્રાપ્તિ થશે. કહ્યું છે કે:—

## શ્લોક.

सेवितव्योमहानःवृक्ष फलछायासमन्वितः ॥
यदादैवात्फलंनास्ती छायाकेनूनिवारिता ॥

કર્તા



3548

# प्रभु स्तवन.

## चंचरि हरिगीत.



श्री हरी चरन गहो, घडि घडि रटन करो;
के निसदिन सरन रहो, सो गवरी सुत गनेसकी
अगम अगाध गुन गानाद, गावे संत ओर साध;
बिनती लीखु अनाद, उमा पति महेसकी.
सो कंठ बीच मुंढ माल, माथे चंद्रमां बिसाल;
विष्णु रुपसें दयाल, रक्षपाल जग्तको.
सो बांय अंग गौर संग, जटा सिखामें मात गंग;
जग्तमें उठत तुरंग, मुक्ति दे न भक्तको.
अकार रुप ब्रह्मको, मकार रुप शिव लहो;
के उँकार विष्णुरुप, बेद ओर पूरानमे.
रटत सकल रुषि मुनि, बैताल वीर जोगनि;
ओ सेसनाग नागनी, सो ज्ञान ओर ध्यानमे;
पाखन न रुप तो स्वरुप, बखान कया करु अनुप;
प्रतक्ष तेज के स्वरुप, पना चुनी लालमे.
नगीन नग बनायधर, प्रीतको मिलाप कर;

सो रत्नसिंहकी बातपरे, सनेह नेह चालमे. २
प्रगट करुं प्रीत रीत, रसीक हरि नाथ मित;
चित मन सिखर समीप, ध्यान गीरि राजधर.
बखान को करे अपार, पामे सारदा न पार;
मेरी ओर अब निहार, क्रिपा द्रष्ट आज कर.
कहीं प्रगट्ट अंबा शंकर, कोई रटन ईश्वर ईश्वर;
सो देवि देव एक सर, भजे जो नाम पावे वर.
सरन सरन हरि मकुंद, काट देत दुःख फंद;
गावे छंद को प्रबंध, बैजनाथ हरि हर. ३

# ઇશ્વર સ્તવન.

## દોહરા.

હરિ નામ જપુ સદા, મનમાં રાખી હામ;
રિદ્ધી સીદ્ધી પૂરશે, જેનું છે એ કામ.
નામ અચળ કરનાર તું, વંદુ વારંવાર;
થર થર ધ્રુજે શત્રુઓ, આપ મને તલવાર.
મિનિટ મિનિટ રટું તુને, પળ પળ જપૂ તમ નામ;
અણુ ગુણુ સમ મમ મિત્રને, રાખો તમારે ધામ.
નહિ દાસછું તહાયરો, કેમ પામું હું પાર;
ગિરી પરવત આકાશમાં, છું તું વારંવાર.
નથી રતીગતિ મુજમાં વર્ણન કરૂં શું આજ;
દાસ જાણી આપનો, રાખો મારી લાજ.
બૈંદ્રાબિનમાં રહી વળિ, કિધા ગોપિના કોડ;
જરરૂ તેવી રીતમાં, દો મુજ મિત્રની જોડ.
નામ જપે સર્વ મડળી, બેસી વારંવાર;
થર થર અવાજ દૂર કરી, આપો જય જયકાર.

## દોહરા.

એકથી હજારઘણી, અક્કલ આપો ઈશ;
જુગલ હસ્થ મુજ જોડીને, એ માગુ બક્ષિસ.
કુશલ રાખો મમ મિત્રને, સુભ કરો આ કામ;
મિત્રો બોલો ઉમંગથી, જય જય જય શ્રી રામ.

## દોહરા.

આદિ પદના બોલનાર, છે ઇશ્વરના દાસ;
સત્ય પ્રીતિના પિરનો, વૈકુંઠ પૂરો વાસ.

## જગતલિલા અને ઈશ્વરનો મહીમા,

ઉનાળાના વખતમાં પ્રભાતની શોભા જોઇને કોનું મન આનંદ નહિ પામે. એક તરફથી સૂર્ય દેવતાની ઉગવાની તૈયારી થાયછે તેનું બાળ સૌંદર્ય કેવી રમણ્ય રચનાની ખુબિ દાખવેછે તે તથા મોટા મોટા રાજ્યમાં જેમ નવીન રાજ્ય વ્યવસ્થા થતી વખતના સારભમાં પ્રજાનો ઉત્સાહ તેમના દીલમાં કેટલા મોટા પ્રમોદની પ્રસન્નતાને પામેછે. તેમજ જગતના પ્રાણી માત્રનો આત્મા દેવ કેટલી મડમથલમાં પડેલા હોયછે તેનો ખરો ખ્યાલ આ વખતે પ્રગટ કુમાર ભાનુ પ્રભા પ્રકાશથી ધસી આવેછે. આકાશ સ્વચ્છ તેમજ પૂર્વ દીશાના ગોળાકૃતિ અંડ સમાન દીસતા અને ધીમે ધીમે તે જરતી રેખા રંગમાં પામતા ગર્ભ પ્રસુ થતા ઉગમણુ ભણીના રંગ બેરંગી વાદળાના ચડતા જતા ગોટેગોટાને તમે ધ્યાન લગાડીને જોશો તો જાણે તેના આનંદના ઓઘ તમારા અંતઃકરણમાં એક પછી એક એમ અચ્છી તાલમેલની સાથે તમારી આંખને મોજમજાહ સાથ આશાઓશમાં અતિશય વધારો કરી મૂકશે એ નિશંશય છે. કુદરતના આ દેખાવે કેવા કઠીણ મનના મનુષ્યમાં પણ કોમળતાની પ્રતિમાન અને નિઓધ છાપ પાડી મૂકવાની આ સમયની રચના કરી મૂકી છે. તે જો કદી ધારી ધારીને આપણે જોઈશું તો તરતજ આપણી પુરેપુરી ખાત્રી થશે, ખાસા સિંદુરિયા રંગના સુસોભિત સાથિયા પૂરતી કુદરતની કળાવંતી કારિગરી જ્યારે ફાગણ માસ બેસી ચુક્યો હોયછે ત્યારે લીલાવતી. આવી અજાયેબ અનેક ક્યારીઓમાંથી જે જે સુરસ

રંગની સેડોરૂપ ફુવારીઓ ફુટતી જાયછે અને આસ્તે આસ્તે ગુલાબી લાલીની વાટીકા અનેક પરિપૂર્ણ રીતે ગોઠવાઇને તૈયાર થાયછે ત્યારે આપણું હૃદય તે જોવા ભણી કેટલું ઉત્તાજન હર્ષાહર્ષમાં હોયછે, તે જુઓ જાયછે તેઓ તરતજ ને પર મોહી પડેછે; તેમજ તેના અંતઃકરણમાં ઇશ્વરનું આસ્તિત્વ કેટલું મહત્વ ધરાવેછે આવે વખતે પણ કુદરતના ખુબિવંતા ખીલી રહેલા ફ્રાગ બાગનું અદર્શનિક વિચત્ર ચિત્ર નિહાળીને જે જે ઉદ્યોગ પ્રવૃતિમાં આનંદ મગ્ન અનુભવ તેના રોમેરોમમાં સાક્ષાતકાર થાયછે. તેવે સમયે આવા અનહદ આસ્તાવાળા જીવને પોતાના પેદા કરનારનું તેમજ જગત નિર્માણજની સાફલ્ય જન ફરજનું ફરમાન યાદ આવવાને કેટલી વાર ? મિત્ર વાંચનાર. તમે કહેશો કે હવે મને નજર અદા તેના સ્વરૂપની બ્રહ્મ બાલાની ખરી ખુબી ખિલી રહીછે મારા આત્મા દેવના દેહરૂપી દેવળમાં આ અનુભવ શાસ્ત્ર વંચાયુ તેથીજ મેં જોઇ લીધું ફ્રાગ બાગનું ચિત્ર ઇશ્વર અનુરાગની પ્રભાત વાત સાક્ષાતકાર આરસીમાં હવે મારી પૂરેપૂરી ખાત્રી ઈશ્વરના અસ્તિત્વ વિશે થઇછે.

પ્રભાતોક્તિ ફ્રાગ બાગ વર્ણન અને ઇશ્વર અસ્તિત્વ સ્તવનં.

**(પ્રભાત રાગમાં.)**

ધન્ય ધારૂં પ્રભૂ કૃત્ય તારૂં ખરૂં,
શોભિતુ સૃષ્ટિમાં શ્રેષ્ટ આજે;
રૂતુઓ ચ્યારિ ને રૂપ તેના કહું,
વૃક્ષને વેલીયો સૂખ કાજે.

સર્વે છે પ્રાણિના પ્રાણની યોગતા,
માનવી માટ તે હાઠ થાએ;
ઝાડ ઝુંડને પ્હાડના નીર તે,
પોષવા પ્રેમથી રોજ જાએ.
ગ્રિષ્મના સૂર્યનો તાપ જે બહુ પડે,
પાક તેના વડે પૂર્ણ પાકે;
થાક નીરાંતથી રાતમાં લેઇને,
જાગતાં જોઇને રંગ રાખે.
જો પ્રભાત નિરખી ચંદ્રને જીતિને,
સ્વાર થઈ સૂર્ય રાજા પધારે;
પૂર્વ દિશા બધી દીપતી કેવી છે,
ખુબ ત્યાં ખાસિ આ શિ ભારે.
સરસ સરિતા તટે સ્નાન કરી ધ્યાનમાં,
જ્ઞાન ઈશ્વરી ખ્યાલ આણે;
કુપમાં આપવા પાત્ર તે અવનવીં,
ગ્રંથ ગુથાયછે એજ ટાણે.
સાધુ ને સાધવી સતિ સ્ત્રિયો સ્નેહથી,
સ્થિર સમાધી વિશે થાય જ્યારે;
તે સમે દેહમાં પ્રગટ દીવાતણી,
જ્યોતિયો ઝગમગે ધાતકારે.
ભકતની માળમાં રામના નામની,
ધુન્ય લાગી રહે શબ્દ તેના;
ગગન વીશે જતા સુણિને સુખછે,
સર્વને નીતિ મર્ગોજ જેના.

ધન્ય જન્મ જનની જગતમાં,
તે થશે પુત્ર જેનો હશે ભક્ત ભારી;
સર્વ વ્યાપક સદા અનુપ જે એક છે,
જગતનો ઉત્પતી નાશ કારી.
ગહનછે એ પ્રભુ તારિ લીલા બહુ,
પાર નવ હું લહું અલ્પ પ્રાણી;
ધરણીધરા માધવા હરિહરા સાંભળો,
પ્રાર્થના ભક્તજન બાળ જાણી.
કર દયા દેવ દવાધિ સંભાળ લઈ,
સૂમતી પ્રેરજે પ્રાણ પ્યારા;
પરમ પ્રીતી તથા સત નીતી સહુ,
કર પ્રભા જ્ઞાનની સ્ફુર્ણ ધારા.

આહાહા! આવો સંતોષકારક શોર ઈશ્વર ભકત માનવદેહ પ્રભાતની પ્રાર્થના સમયે જે જે શબ્દોથી ભૂગોળ ચિત્રપટપર નદીતટ કે અંતઃ ઘટમાં જગતની બજારમાં દેહ ટાહડીઓ ખોલી પેલા આત્મારામને નામે ઓલખાતા હરિ ભકિતવાળા સર્વ વ્યાપક ઈશ્વર ઓછંગે બેઠેલા પંચમહાતત્વના પ્રાણી માત્રને પૂજવા લાયક પૂતળાઓને જોઇને તેમના સમગ્ર પૂજા વિધાનની વિભૂતિને માટેજ માત્ર પ્રતિબીંબ પ્રકાશક પેલી આરસી મૂકીને કુદરતની કળાવંતી રમ્યરૂપા આમથી તેમ દોડ ધામ કરતી પણ ફરતી જતી સમય સમયની શાંન્તિ ક્ષયતાને માગી સૌદર્યતા દાખવે છે, તે જ્યારે તમે જોશો ત્યારે તમને કેટલી પ્રીતીની પ્રભુ પ્રત્યે ઊંડી ખોજ થશે.

રસ્તા વગર નહિ ચાલનાર રામ નામની પ્રયોક્તિ ઉપમા અને ઉપમય ગોઠવતી પેલી જગત બજારની હાટડી જે જે માસ આવા વિભાતી પ્રભાતમાં ઘટમાળમાં લેમેલ કરવા લાગેછે. તેના માત્ર પ્રતીબીંબથી આકાશ આચ્છાદિત આ રંગ બેરંગી આવું રમણ્યરૂપ આરસીમાં પડેછે. અને તેથીજ જાણે તેના આભાસની એક સ્થંભ કે જે રૂપમાં ઓળા રૂપજ મોટો પણ મહા તેજસ્વી સરિતા દેવ પદાર્થ વિભૂતિ પ્રકાશ પ્રસુ પામેછે ત્યારે અને જ્યારે આ જગત બજારની હાટડી પૂરા ઉદ્યોગથી પોતાના કામમાં પ્રવૃતિમાન થાયછે એ સમયે ઇશ્વિરની પ્રસન્નતા તેમની આતુરતા વધવાથી એટલી પ્રફુલ્લ હોયછે કે તેથી તેમના શીરછત્રરૂપ અતી ચકચકીત સ્થિર બીંબરૂપ સાયતા દેવ પરિપૂર્ણ તટસ્થસ્થંભ રૂપ થઈ જાયછે. અહો પ્રબળ યશસ્વિ મહા તેજસ્વિ ઈશ્વરની પ્રસન્નતાના આ યુંવરાજ કુમારની સામા કોને મગદૂર છે કે પૂરી આંખ પણ ઠેરવી સકે બેશક તેના રૂપનું વર્ણન કરવાની તાકાત પણ કોણ ધરે ખરેખર તેના સૌદર્યની તો પરિસિમા છે.

જુઓ ભાઇઓ આ કેવું ઐકયવિજ્ય યશ દર્શન. સર્વેને જાહેર કરવામાં આવેછે કે હવે તમારા રક્ષણને વાવટો ચડાવવામાં આવ્યોછે રાત્રીના રાજા ચંદ્રદેવની રંગભૂમિમાં રણજંગ મચતાં તે હાર પમ્યો છે એમ સૂર્યદેવનો ચોબદાર ઉમંગમાં આવીને પોતાનો ઢંઢોરો પુર આવેશમાં પૃથ્વી ઉપરના સર્વ સ્થળે ચોબના આબાદ નાદથી નોબત ઠોકીને બધાને બહાદુરીથી જણાવે છે. શિયાળિયા શત્રુને સિંહ સ·

રદારે જીત્યોછે. નિમકહલાલીને દાખવવાનો સમય આવ્યાથી હવે જાગૃત થઈ વીરપ્રજાએ સજ થઇને કમર કશી શસ્ત્ર બંધ આવીને પોતાના કામમાં હાજર થવું. જે જે પ્રાક્રમ કરી પોતાની કાળજીથી બહાર પડશે તેમને આરામ રાજ્યમાં ઘટિતમાન અને ઈનામ આપીને રાજા તેમના ઉપર પ્રસન્ન થશે રાજાનો સઘળો ખજાનો પ્રજાનો છે. તેમાંથી જેને જે ઘટિત હશે તેને તે ખુશીથી આપવામાં આવશે મુર્ખને આદિ માણસો મિથ્યાગર્વ ધરીને કાયર બાયલાની પેઠે જે ઘરના ખૂણે પડી રહેશે. તેમને મોટી શિક્ષાને પાત્ર ઠરાવીને આ રાજ્યમાં તેમનું સર્વસ્વ લૂંટી લેવામાં આવશે તથા બાળ બચ્ચાંને ઘરબાર બૈરી આબરૂ વગેરેથી દૂર કરી તેમની દોલત બીજાને સ્વાધીન કરવા આવશે. તેમજ કેદ પકડી દુઃખની બેડીમાં અન્નવસ્ત્ર વિના રીબાવી મારવામાં આવશે જે આ રાજ્યના કાયદાથી અનિયમિત રીતે ચાલશે તેમને પોતાના પરાક્રમ કરવા દેવાની કોઈપણ રીતે છુટ આપવામાં નહિ આવે અદબ અને મરજાદથી બોલવા ચાલવામાં બેસવા ઉઠવામાં અને ખાવાપીવામાં તથા રહેવામાં અગર જો રાજ્યના કાનૂન ધ્યાનમાં નહિ રાખે તો રાજ્યદંડને પાત્ર થશે હરામીને હલાલીનો હક્ક રાજ્યની એવી તો બારીક તપાસ હેઠળ ચોકસ રીતે આપવામાં આવશે કે તેથી સર્વ પ્રજા વર્ગના મોટા નાના પ્રાણી માત્રને ઘટિતજ થએલું સમજાશે, શ્રીદેવ સુર્યનારાયણ મહારાજાધીરાજ હોવાથી દેવની કૃપાથી તમારૂં હિત થશે તથા તેમનો યશ પ્રતાપદિનપ્રતિદિન તમારા ઉપર ચડતી કળા આબાદી

પ્રામે. એટલું કહી તેરક્ષેશ્વર મહાદેવની જયસવિતા વિભૂની જયજયજયજય એમ બોલતો બોલતો હમેશ સવારમાં વિરામ પામેછે.

જે માણસ પોતાની ઉદ્યોગ પ્રવૃતિયોમાં નિમગ્ન રહીને ઇશ્વરની પ્રસન્નતા મેળવે છે અને જે પ્રસન્નતાર્થ ખરેખર તેમનું આ જગતમાં આવવું થયુંછે. તેમા કુદરતના કામને વધારે શોભા માન આપીને તેના કામને ટકને જાળવી રાખવાનું તથા તેની ખુશી યા દિલગિરી કયાં કયાં કામમાં આપેછે. એવું જે તેણે આપણને તર્ક. શક્તિદ્વાર આગળ જ્ઞાનસ્વરૂપ આપેલું છે. તેથી સમજાય છે. એ જ્ઞાનસ્વરૂપનું વર્ણન અનુભવપટ લેખો પરનેત્ર કલમરૂપી બે રત્ન સારા પરિક્ષકની સોબતના પ્રમાણમાં વધારે તેજસ્વિ પેલો પાડીને લેખો લખેછે. તેનું અમરનામ થાયછે અને તેના ઉપર ઇશ્વર બહુજ પ્રસન્ન થાયછે. કોઈ તો એ બે નેત્ર કલમરૂપી રત્નોનું નાહક પાણી ઉતારી બુઠી કરીને • દયાળું મહાપ્રભુને નારાજ કરીને તેની દયાનો ગેર ઉપયોગ કરેછે તે કદીપણ તેને કે તેના ભક્તજનોને ગમતો નથી સતસંગ પારસમણીછે. દયા એ તેનું દેવતાઈ તેજછે મને પરકલ્યાણ એ તેનો અંતરાત્મા છે. સતસંગથી ઇશ્વર આપણા ઉપર બહુજ રાજી થાયછે. સંતપુરૂષો ખરેખર ઇશ્વરનાં ઘરમાં એશઆરામ ભોગવનારાં પરોણાછે દયાએ તેમની આગતાસ્વાગતાછે અને પરકલ્યાણું એ તેમનો નજરાણા દાખલ મેળવેલી રીદ્ધિસિદ્ધિની ઇશ્વરના ઘરની બક્ષિસછે. વ્હાલા વાંચનાર આથી તમને સમજાયું હશે કે ઇશ્વર કેવા પ્રકારે રાજીવા

નારાજી થાયછે. જે કામથી જગતમાં આપણી વાહવાહ થાયછે. અને જેટલી સદગુણ ફુલની શુવાસ પ્રસરેછે તેજ કામ જગતગુરૂ દેવને પ્રસન્ન રાખવા અને તેની કૃપા મેળવવાને બસછે.

ઇશ્વરની પ્રસન્નતા મેળવવાને સદગુણ એ મોટી વસ્તુછે સંસાર સાગરમાં આપણી જીંદગી એક વહાણ જેવીછે અને તેનું સુકાન આપણા હાથમાં છે દુર્ગુણ તોફાની અને વમળના રસ્તે જતાં આપણને આફતમાં નાંખેછે. અને સદ્ગુણ એક સીધો અને સહેલો સુખકારક રસ્તોછે. કે જે રસ્તે આપણે આ જીંદગીરૂપી વહાણ તેની સુકાનરૂપી ફેરવતાં અઘટીત અડચણોને વીટાળીને સંસાર સુખસાગરના ભણી લઈ આપણી મુસાફરી ઘણીજ સહેલી કરી દેછે. સદ્ગુણનું કામ તો તેથી પણ વધારે મોટું અને વધારે ખુશાલી ભરેલુંછે સદ્ગુણ કોઇપણ કાયદાથી બંધાએલો નથી અને તેના રાજ્યની હદ ચોકસ નથી માણસ જ્યારે પોતાના મગજમાં સદ્ગુણનું સ્થળ કરેછે ત્યારે ઇશ્વર તેને જગતના રાજ્યનો મુકટ પેહેરાવેછે. અને આખા જગતમાં તેને વિજયી યોદ્ધા સમાન નિર્ભય કરીને "શૂરનૂર બહાદૂર" એવો દેવતાઈ ખેતાબ આપીને તેને અંતઃકરણમાં અતી સંતોષ પમાડેછે જગતની પ્રસન્નતા મેળવવાને સારા ગુણની વીશેષ જરૂરછે જેમ બાપની પ્રીતિ સુપુત્રની સારી ચાલ ચલણથી મેળવાયછે. તથા માતાની મુખકૃતિ તેને જોઇને પ્રફુલ્લિત થાયછે. અને ઉભય બહુજ હર્ષથી જન્મદાતા માતાપીતા તરીકે જન્મ સાફલ્ય કૃતતાર્થ થાયછે. જેમ સ્ત્રી સ્વામી ભક્તિની સ-

કોમળતા તથા તેને મનભાવતિ છેલછબીલી માધુર્યતાથી આખા જગતમાં તેની કીર્તિની વાહવાહ ગવડાવે છે અને શી ચાતુર્યની ગણના કરીએ. એતો સતી દેવી જેવીછે આ- વાંઆવાં વાકયોથી વધાવીને લોકો તેની કર્તિનું જે અથાક ગાયન કરેછે તે જેમ ખરા મોતીથી વધાવવા સમાનજ ગણીએ તો તે સદ્‌ગુણ મોતીની કીંમત જેવું કીંમતી મોતી બીજુ કયું હોય કે જેનું નામ દેતાં આપણા મનનું સ- માધાન તેવા મોતીની હારની દર્શનાતુર આશા તરફ- જ લાગી રહે આ સઘળું તેના સ્વચ્છ કુલીન કુળની દીપક જ્યોતિ પ્રકાશીત થવામાં માત્ર ઉત્તમ પ્રકારની કેલ- વણી, સારી સોબત અને અનુભવ માળા જડીત્ર સદ્‌ગુણા- લંકૃત ભૂષણોજ હોયછે જેમ શેઠની પ્રેતિ સાચા નોકરના નીતિરૂપી વિનય વાણી અને સમય સુચકતાથી કામકાજ કરવામાં વફાદારી તથા કાળજી એવા સદ્‌ગુણો છે. બચ્ચાની કેલવણીમાં દઢ સદ્‌ગુણ તેના ભવિષ્ય કલ્યાણકારક હૃદયમાં છાપ પાડનાર બાળ સોબતી તથા ઘરના અન્યસહવાસીક માતા પીતા અને સગા સ્નેહાયોપર વિશેષ આધાર રાખેછે કે જે આધાર માત્ર સદ્‌ગુણનોજ હોયછે. સારા મિત્રની પ્રસ- ન્નતા તેના સદ્‌ગુણી કીર્ત્તિમાન ઝુંડો ફરકાવવા પાછળ મ- ઉેલા પરસ્પરાશ્રય વેષ્ટિત મનમાં આવશ્યમેવ લાગણીઓની ઉંચી પંક્તિ ધરાવેછે. જીવતા અને મૂએલા સઘળા જગત પ્રાણી માત્રના વ્યવહાર સાધનમાં ખરેખર સદ્‌ગુણ એક હીરો છે. અને માણુસ તેની કસોટીછે જેથી તે જૂના વ-

વખતના થઈ ગએલા પાણીદાર હીરાના અંતરપટને પ્રસીને તેજસ્વિ કરેછે. અને નવા વખતને માટે નવીન પ્રકાશમાં જગતની નજરે પડેછે. તેથી તેના પગલે નવા જન્મ પામતા લોકો ચાલીને નામ મેળવી તેની હસ્તીમાં ભવિષ્યના ચોપડાને પાને પડેછે. તેના આ સઘળા ગુણનો અંબાર કે જેનો પ્રતાપ પેલા જુના જડાયલા યશસ્વિ મહામણીની મીઠી નજર રૂપ અમૃત સમાન ઠંડા પણ તેજસ્વિ ચશ્મા છે. તેજ સદ્ગુણ કે જેની પ્રભાની સાક્ષાતકાર તેજસ્વિતા શક્તિ તેને એવું માન આપવા સમાન એવા તેના ભલા ગુણોજ મુખ્ય પ્રદિપ્તમાન કરેછે.

"अस्थिरंजीवितंलोके अस्थिरेधनयौवने ।
अस्थिराःपुत्रदाराश्च धर्मकीर्तिद्वयंस्थिरं"

"પ્રાણી માત્રના જીવતરનો, પૈસાનો જુવાનીનો છોકરાનો, બૈરીનો, કોઇનો ભરોસો નથી આજછે ને કાલ નથી. પણ ધર્મ અને કીર્ત્તિ એ બેતો સ્થિર રહેવાનાં. માણસ મરી જાયછે પણ તેનાં સુકૃતો વીસરાતાં નથી.

આ દુનિયામાં ઇશ્વરે આપણા માટે જન્મ અને મરણ એવા બે ભાગની જીંદગી એવી રીતે ગોઠવી મૂકીછે કે તે ગુજારવામાં આપણાથી તેની ખુશી કે નાખુશી હાંસલ કરવા બાદ આ જગતના આપણા કર્તવ્યથી તે મહાપ્રભુની બક્ષીસ કે નસિહત પૂણ્યને પાપના પ્રમાણમાં વોહોરી લેવાનો હક્ક આપણા હાથમાં છે. કેટલાક આળસુ અને દુર્ગુણી માણુસ એમ લવેછે કે અરે! ઇશ્વર જગતમાં અમે કરેલ

પાપને પૂરો પસ્તાવો કરવાની કે તે વીશેની ક્ષમા માગવાની અને પૂણ્યનો દાવો કરવાની સંધી જોઇએ શકતા નથી. સંસાર સાગરના વમળમાં ગોથાં ખાતા એવા દીવસોની વાટ જોઇએછીએ પણ તેટલા વખતમાંજ આ ભરોંસા વગરની હયાતીમાંથી તું અમને બોલાવી લેછે. હાયરે! અમે જગતમાં કોઈ લ્હાવા લીધા નહિ; અમારી સધળી આશા મનમાં ને મનમાંજ રહી ગઈ. અમે જગતમાં જોઈતું જ્ઞાન મેળવી શકયા નહિ અમે અમારી ખરાબ આદતોને દાબીને પવિત્રતાને પાત્ર થવાને યોગ્ય વિચાર કર્યો નહિ; અમારી ઉપર આવતી આપતિની વાદળીઓને નિહાળવાને અને તેની ટક્કરને ખમવાને હજીતો હમણાંજ શીખ્યા. સંસાર સવાર અમારી સુખ સામગ્રી કરતો હોય એમ અમને પેલી વાદળીઓમાંથી દેખાવા લાગેછે; તેના દર્શનનો પૂરો લાભ તો મળ્યોએ નથી! હું નાતજાતમાં નામ કાઢવાની અને કીર્તિ મેળવવાની પહેલ કરવામાં હતો અને મારી સધળી મહેનતનો બદલો મેળવવાની અને આશા એશ લેવાની નવરાશ મળવાની હોશનો સુર્ય ચળકાટ મારવાની તૈયારીમાં હતો તેટલામાંજ મોતને શરણ!! ભયંકર અને અણગમતું મોત આવીને સામુંજ ઉભું રહેછે. એ શું થોડી દીલગીરીની વાત!!! મહા ગજબ આ આકૃત! અફ્શોસ! અફ્સોસ! અફ્સોસ! અરે પ્રભુ! જો આ પ્રમાણે અમારી ઉમેદ પુરી પાડયા વગરજ તું મરણના પંજાતળે ચગદી નાંખવાનો હતો, તો આ દુનિયામાં તેં અમને પે-

દા શું કરવા કીધા શું અમને આફાની દુનિયામાં ટુંક વખતને માટેજ કીધાછે? અગર શું અમને આ દુનિઆમાં નજીવા કારણુસર ઉત્પન્ન કીધાછે? અથવા આટલી ટુંકી મુદતમાં અમારો નાશ કરીને શું તું ખુશી થાયછે? હે દયાળું દેવ! તું અમારા ઉપર એટલો બધો જુલમ શું કરવા કરેછે? જો આ પ્રમાણે હોંશના તરંગો ભર્યા દીસે મરણ રૂપી અતી જુલમ વિનાશકારી તારી ઇચ્છાને તાબે કરેછે. તો બેહેતર હતું કે આ જગતમાં અમને મિથ્યા પેદા કરવાજ નહોતા. પણ અરે નાદાન બુદ્ધિના માણસો દુનિયામાં તમને ઘણીજ અધિરાઈ ઉપજેશ પણ જરા શાન્ત થઈ હવે પછી તમારી બુદ્ધિની ચપળતા દોડાવીને જોતા જાઓ કે ઇશ્વરેચ્છા મહા બળવાન છે તેની સ્વેચ્છાથીજ આ દુનિયામાં સર્વે વસ્તુમાત્ર ઉત્પન્ન થાયછે. તેમાં આપણે પણ છીએ. આપણી આશા પાર પાડવાને આપણે કેટલી પ્રકારના વિચારો અને વીંટબણાને તાબે થવું પડેછે. ઉદ્યોગ અને આગ્રહથી બળ અને બુદ્ધિવડે તેમાં જ્યારે જીત મેળવીએ છીએ ત્યારે પણ તેથી ઉપજતા મનોવિકાર કેટલાબધા ઉશ્કેરાયલા હોયછે, તથા તે કેટલા વખત સુધી કાયમ રહેશે એવીજ ધાસ્તીમાં આપણા જીવતરનો સઘળો વખત આપણે ગુમાવીએ છીએ. જે વખત જાયછે. તે પાછો મળવાનો નથી. પણ આવતા વખતને માટે પણ કાંઈ ભરોંસો રાખી શકતા નથી જે વખત ચાલુ છે. તેજ તમારે અમુલ્ય ગણવો જોઇએ. કારણ કે તમે ભલે તો હજાર વર્ષના થાય પણ

તમારી કલ્પના કદી દુર્ગુણના છંદમાં પડી જશે. તેજ ઉ-પર પ્રમાણેના તમારા ઉદ્દગાર કારક વચનો નીકળશે. ઈશ્વ-રની ઇચ્છા પવિત્ર છે તે સદ્દગુણી માણસના વિચાર સાથે તરતજ સામેલ થાયછે. અને તેને બીજા કોઈની પણ મ-દદ સિવાય ઇશ્વરની કૃપાની મદદથીજ સઘળી રીતે પોતાના કામ સહેલાં થઈ પડેછે જીંદગીનો સઘળો વખત સંતોષમાં એવો સુખકારક રીતે ચાલ્યો જાયછે. કે જેથીકરીને તે પો-તાને દુનિયામાંથી મુક્ત થતી વેળા અતી આનંદમાં રહી તેના સદ્દગુણ મદદગારની સાથે બીજા બધાનો સાથ છોડી જતાં પણ ઘણોજ નિર્ભય હોયછે. જે ઈશ્વરનો પવિત્ર હુકમ પાળેછે. તેનું આયુષ્ય પણ લાંબુ થાયછે. કારણ કે ઈશ્વરે પોતાના કાયદાના પુસ્તકોના થોથાને મનાવવાની કાંઈ જ-રૂર જોઈ નથી પરંન્તુ તેનો કાયદો તો એવોછે કે તેથી જો જરા તમે આળસુ બનીને સમસુચકતા ન રાખો તો તમા-રૂં સુખ જો લાખોથી ન લેખાતું હોય અને કરોડોથી કળા તું હોય કે પાણી માગતાં તમને દૂધ મળતું હોય અને એક કરતાં એકવીસ જણ તમારી ખીજમતમાં હાજર થતા હોય પણ ઈશ્વરના પવિત્ર ન્યાયાસન પાસે તે કુચ્છ બી-સાતમાં નથી, કારણ કે તેના કાયદાને યોગ્ય માન આપ્યા શીવાય આપણો બીજો કશોજ દીગર નથી. તથાસ્તુ.



## રત્નસિંહ ચંદ્રિકા.

પૂર્વે ભરતખંડની ઉત્તરે ગંગા નદીના કીનારા પર એક

વિમળાપૂરી નામે વિશાળ તેમજ અતિ શુશોભિત શેહેર હતું તેના રાજાનું નામ રત્નસિંહ હતું. તે સર્વગુણસંપન મોટો અનુભવિ તથા શુરવીર હતો. ક્ષત્રિના કુળમાં સૂર્યવંશ અતિ શ્રેષ્ટ ગણાયછે તેનો તે અંશ હતો દેવની તેના પર દયા હતી. દાન દેવામાં પાત્રની યોગ્યતાનો વિચાર કરનારો, ગરીબનો બેલી, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ તેમજ મોટો ધર્માત્મા હતો પિતાની ગાદી તેના મોટા ભાઇને મળેલી હતી પરંતુ અકસમાત્રપણે શીકાર ખેલતાં તેનું મૃત્યુ થવાથી હાલમાં રાજ્ય મુગટ ધારણ કરીને સઘળો કારભાર રત્નસિંહજ ચલાવતો હતો તેની માતા સદગુણ લક્ષ્મિ જ્ઞાનવાન અને ઉત્તમ અનુભવવાળી હતી તેથી નાની ઉમરથીજ રાજા રત્ન સિંહ એક કાબીલકદાવર બન્યો હતો હાલમાં જેમ ક્ષત્રિયો કાયર બાયલા જેવા માલમ પડેછે. તેમ વીમળાપૂરીના દરબારમાં નહોતું. તેમાં તો રાજ્યરંગને દીપાવનાર સિંહ સરદારોથી મોટી ભીડ. થતી હતી રત્નસિંહનો દરબાર ઉઘાડી તલવારે પણ બહાદુર રજપૂતોથી મહા તેજેસ્વિ દીપતો હતો તેમજ દુષ્મનને દાળોવાટો કરી નાંખનારા જોરાવર જોદ્ધાઓથી ચકચકિત થઈ રહ્યો હતો. સુંદર શૃંગાર સજી મહા રાજા રત્નસિહ મણીમય સિંહાસને બિરાજમાન થયો હતો. સુશોભિત વસ્ત્રલંકાર ભૂષિત ભભકાદાર છટાથી તેનું રાજ્યરૂપ ઇંદ્રની ઉપમા આપવા જોગ ઝગઝગાટ દાખવતું હતું. તે મોટા આવેશમાં બેઠેલો હતો. તેનો દેખાવ એક મજબુત બાંધાના સુરવીર મર્દ જેવો હતો તે વર્ણે ગૌર તથા બેડી દડીનો ઘણો જાડો નહીં તેમ નહિ ઘણો પાતળો પણ સાધા-

રણુ અને કસાયલા શરીરવાળો દરેક સાંધામાંથી ઉશ્કેરાયલો હતો તેની નસો તસતસતી તૈયાર રહી હતી તેથી તેની છાતી અને હાથ દમભેર જોરમાં ઊંચકાઇને જાણે કોઈ પ્રકારનું મોટું પ્રાક્રમ કરવાને ઉછાળા મારતા હોય તેમ દેખાતું હતું. મુખાકૃતિ જેવી ઘટે તેવી લોહીયાટ તેમજ ગોળ લાલીથી ભરાવદાર તથા તેજેસ્વી હતી. જડબાં ઉપડતાં મજબુત દાંતથી દેખાવડાં હતાં. એમ તેના બોલવા ઉપરથી નીકળતા અવાજના જંગીપણામાં જણાતું હતું. તે હસમુખો હતો તેમજ ગાલમાં સુખાકારીની લાલી આવી રહેલી માલમ પડતી તેની બે આંખો કાળી કીકીઓવાળી નીર્મળ કચકડા જેવી તથા ભવાં ભરાવદાર કાળી સાપેણના બચ્ચા સમાન કમાનકારે વળેલા એક તરફથી અણિ શુદ્ધએક દિસતાં હતાં સ્વચ્છ લોહીના જુસ્સાને લીધે તેની આંખનાં પોપચાં ઢળકતી ઢાલ જેવાં આવી રહેલાં હતાં તે વિચારવાળો મોટો વીર પૂરૂષ હતો. તે ચોતરફ ફરતી ગંભીર પણે ચોકસ નજર ફેરવતો હતો તેના ચીબુકનો કાંઈક લાંબો ઘાટ ટુંકી પ્રફુલ્લિત મુચ્છથી વધારે દીપીનીકળીને તેના મુખને બહુજ દેખાવડું કરતું હતું. તેના શરીરનો ભાર જમણી બાજુ પર હોવાથી તે તરફનું પાસુ અંદર દબાયલું મુખ ડાબી બાજુપર જુસ્સાથી વળેલું તથા તે ગમનો ખભાથી કમર લગીનો ભાગ ઉચકાયલો હતો. તે બેઠો હતો પણ તેનું સઘળું અંગ ઊંચુજ માલમ પડતું હતું. તેને વીર આસન વાળેલું હતું. જો કે તેનું રક્ષણ કરવાને હજારો હથિઆરબંધ રક્ષકો પાસેજ હતા તોપણ તે સંપૂર્ણ હથિઆરબંધ બેઠેલો હતો. આવા મોટા ધીં-

રવીર નરને નીહાળીને કોનું મન મોહજાળમાં નહી પડી જાય? આ હાસ્ય વદનના ફાંકડા પણ ગંભીર દેખાવના જુવાન રાજાને જોઇને સૌને પેલો વશીકરણ મંત્ર આવી જલદીથીજ વશ કરી લેતો હતો સુકોમળ અને કસાયલું શરીર ઉપસેલી છાતીથી પણ આગળ પડતું મોટુ ગોળ માંથું સ્વચ્છ ચળકતું ચિત્રરેખ, કેસરચંદનાદિ ચકચકીત વિશાળ કપાળ આદી અવયવથી અલકૃત થયેલા મહારાજા રત્નસિંહના સ્વરૂપનો આભાસ અતી મનહર હતો.

રત્નસિંહના રાજ્યમાં **"યથા રાજા તથા પ્રજા"** એ કહેવત મુજબ રૈયત પણ સદગુણી, નીતીધર્મને જાણનારી, સત્યપર પ્રીતીવાળી તેવીજ ઉદ્યમી હતી. સ્ત્રી પુરૂષમાં દંપતી ધર્મ પાળતો હતો અને હ'લની માફક એક બીજાની આમન્યાનો લોપ થતો જણાયછે. તેમ નહોતું કે—ભાઈભાંડુઓમાં બાપદીકરામાં, સગા સંબંધીમાં સઘળા સાથે સંપ હતો. તે સમયે ખોટી શાક્ષી પુરવામાં કે લાંચ લેવામાં મોટો અધર્મ છે એમ જાણિને તે'કામમાં વિપતિકાળે પણ કોઈ હાથ નાખતું નહોતું લગ્ન કરવામાં યોગ્ય કન્યાને લાયકનોજ વર મેળવી આપવામાં તેમનાં સગાં સંબંધીઓ મોટું પૂણ્ય છે એમ સમજતાં હાલની માફક કન્યાવિક્રયની રીતી કોઇપણ નાતમાં જોવામાં આવતી નહોતી લોકોમાં બાળલગ્નની બુરી રીતે એ સમયે પગ પેસારો કરીને વ્યભિચારાદિ દુર્ગુણોની વૃદ્ધિ થાય તેવી નાશકારક અને ધર્મ ભ્રષ્ટતાની બેડીનો સ્વિકાર થયો નહોતો. તેથી વિધવાના વિલાપની વેદના તથા ગર્ભપાતાદિ પાપ નહોતા થતા. આ ચાર વિચારાદિ અનેક મુ-

ખ્ય ધર્મનું લોકોમાં મોટું પ્રબળ હતું અને સૌ ખુશી હતા. વિદ્યાનાવિલાસીને સારો આશ્રય મળતો હતો તથા વિદ્વાન લોકોની મોટી મંડળીઓ ભરીને રાજા તેમની વાતચીત સાંભળી પ્રસન્ન થતો હતો. કવિયો કાવ્યલંકાર ગ્રંથો ગુંથીને સ્વદેશની શેવા બજાવવાને શક્તિવાન હતા. પતિવ્રતા ધર્મના દાખલા દલીલોથી બહાદુર સતી સ્ત્રીઓ દેવીઓ સમાન પૂજાતી હતી. તેમના પતિની દૃઢતા પ્રીતીનું આકર્ષણ, ઉત્તમ કુળની કેળવણીથી પરસપરામાં વિશ્વાસ રાખવાનું શીખવાતું હતું. તેમ રાજા પ્રજા પોતપોતાના ધર્મ કર્મમાં કુશળ તેમજ ગ્નાનવાન હતા. તેથી તેમના સદ્‌ગુણના દાખલા જે અગ્નાન હતા તે લોકો પણ સુધરીને સારા પ્રમાણીક તથા નીતિમાન થતા શીખતા હતા.

ઉપર પ્રમાણે રાજા રત્નસિંહના દરબારમાં સભા મંડપ તેના રાજ્યના મોટા મોટા અધિકારીઓથી ખીચોખીચ ભરાઇગએલો હતો તે સમયે રાજાના મુખ્ય મંત્રીશ્વરે માનથી નમસ્કાર કરી કહ્યું કે ભુવનેશ્વરીથી એક કાસદ આવેલો છે. તે આપને મળવાને રજા માગેછે. માટે જો હુકમ કરોતો તેને બોલાવું રાજાએ બોલાવવાને કહ્યું એટલે મંત્રીશ્વરે ચોબદારને બોલાવવાની રજા આપી કાસદે આવીને રાજાને નમન કર્યું અને એક પત્ર આપ્યો તથા જણાવ્યું કે ભુવનેશ્વરનો રાજા સુનંદન સ્વયંવર મંડપ રચનાર છે ત્યાં આપને આવવાને વિનવ્યા છે. રાજાએ પત્ર વાંચ્યો તેમાં એમ લખ્યું હતું.

સ્વસ્તશ્રી વીમળાપુરીના મહારાજાધિરાજ રત્નસિંહજી બ-

હાદુર. અમારેત્યાં પધારી આપ સ્વયંવર મંડપની સોભામાં વધારો કરશો. ચંદ્રિકા સકળ ગુણ સંપન હોવાથી તેની યોગ્યતા સમાન પતિ મેળવવાને દેશ દેશના રાજા રાણાને આમંત્રણ કરેલા છે. માટે આપને પણ પધારવાની તસ્દી લેવી એવી મારી આપના પ્રત્યે પ્રાર્થના છેઃ

આવી મતલબનો પત્ર હતો. ચંદ્રિકા એ રત્નસિંહ ઉપર એક જુદી પત્રીકા લખીને કાસદને આપી હતી તે આપીને કાસદ બેઠો આ પત્રીકામાં ચંદ્રિકાનો પ્રેમ રત્નસિંહ ઉપર હોવાથી તેણે જણાવ્યું હતું કે હું આપનેજ બાળ સોબતના વખતથી મનવચન કાયાથી વરીચૂકીછું. મારી વિદ્યા કળાના આપની પાસે નમુના મોકલવાનું બન્યું નથી કારણ કે હું આપના પાસે કાંઈ પણ અહંકાર કરી શકતી નથી. તથા પાર્થના કરીને માંગી લઊંછું. જો આપની દાસીનો હાથ નહિ સાહો તો ટળવળી ટળવળીનેજ મરશે. માટે જેમ બને તેમ મુદતસર સ્વયંવરને શોભાવીને આપની કીંકરીનાં મનોર્થ પૂરા પાડશો.



## ચંદ્રિકાના પ્રેમ વિષે.

### ભુજંગી છંદ.

પધારો અહો પ્રાણપ્યારા તમે તો,
થશે જીવ મારો સુખી તે સમે તો;
નથી આશ બીજી મને નાથ મારા,
લખી કાગળોમાં કરૂં શું વધારા.

જશે જે ક્ષણે તે કદી કોઈ કાળે,
નહી એક એવી ગએલીજ ભાળે;
વિચારી જુઓ આપ છો ગુણ જ્ઞાતા,
અરે કેમ પામું હવે હુંજ શાતા.
વધાઈ સુણાવા સદા એષ્ટ સારી,
થશે શત્વરે સાહ્ય પ્રેમે પધારી;
હશે દોશ મારા ક્ષમા તે કરીને,
દયા ભાવથી દાદ દીસે ધરીને.
ઘણા પ્યારથી જેહ આજ્ઞા તમારી,
ચડાવું બધી શીર તે ધન્ય ધારી;
અહો દેવ એવા મને દીન આપો,
મનેચ્છા પુરીને મહા કષ્ટ કાપો.

રાજાએ ઘણા હર્ષ સાથે કાસદને સીરપાવ આપ્યો તેમાં કડાં વીટીંઓ વગેરે ભારે કીંમતના સેલા પાઘડી પણ હતાં સ્વયંવરને એક મહીનાની વાર હતી તેથી તે સમયપર જવાનો વિચાર નકી કરી એક પત્ર ચંદ્રિકાપર લખ્યો તેમાં જણાવ્યું કે રૂપ ગુણમાં ચાતુર ચંદ્રિકા તમારા પીતા તરફથી સ્વયંવર સમયે આવવાનું મને આમંત્રણ થયુંછે. કાસદે તમારા હાથની લખેલી પત્રીકા પણ મને આપીછે જે વાંચી અતિ આનંદ પામ્યોછું. સત્ય પ્રીતીની વાત મેં તમારાપરથી ઉતારી નથી. તેમ તમે મારાપર નાનપણનો આપણો નિર્દોષ પ્રેમ તે ટકાવી રાખ્યો છે. તેથી હું આજલગી કોઇના પ્યારમાં પડયો નથી તેનાં ફળ મને મળી ચુકયાં એમજ સમજુછું. મારી ઉમર સોળ વરસની થઇ છે તેમ હું હાલમાં

સ્વતંત્ર મહારાજાધીરાજ પણ થયોછું હું જાતે કેવા વિચારનો કેળવાયલો રાજાછું મારા રાજ્યપર લક્ષ્મિજી પ્રસન્નછે. મારા દેશ કેવા રસાળછે. મારી પંડિતોપર કેવી પ્રીતિછે. મારી સેના કેવી યુધ્ય કળામાં પ્રવિણ છે. રાજ્યમાં ધનવાન નગ્રો કેટલાં છે. એ વગેરે વખાણની વાત મારે મારા મુખથીજ કહેવી તેમાં હું જરા પણ માન સમજતો નથી. તેમજ તેવા માન આપનાર ઉપર પણ પ્રસન્નતા દેખાડતો નથી હું સદ્ગુણી અને પવિત્ર તથા સત્ય બોલનારાને મારા વહાલામાં વહાલા હૃદયમાં બેસાડીને તેની સ્વાધીનતામાં આપી દઊંછું. મેં તમારા રૂપને એકથી હજારવાર જોએલું છે તેમ તમે પણ મને સારી રીતે ઓળખોછો તમારો પત્ર વાંચીને મારા મનમાં જેજે વિચારો આવ્યાછે. તેમાંનો એક પણ તમારા રૂપથી મને ઉપજ્યો નહોતો. તમારી કવિતા કરવાની શક્તિ મને વધારે ખુશી ઉપજાવેછે. તેમાં દિનપ્રતિદિન વધારો કરવાને મારે ત્યાં આવ્યા પછી હું તમને બનતી રીતે મદદ મેળવી આપીશ હું પણ તે વિષે શેહજસાજ જાણુંછું. તેથી તમામ દાખલા તરીકે તમને જણાવવાને આ નીચે લખ્યુછે.

---

## રત્નસિંહના પ્યારનો દિલાસો.

### શીખરિણી છંદ.

અહો પ્યારી મારી, તનમનતણી જો મમ છબી;
દિસેછે તે કેવી, તુજ મળવાને તલસતી.
નથી રૂપે રંગે, પરમ ગુણથી મોહજ ચડયો;
લખું શું વિસ્તારી, વિદિત કરવાને વશ પડયો.

મળું વ્હેલો વ્હેલી, નગર તુજ પીતા પ્રિય તને;
હવે હું આવાને, ઝટ ઝડપથી તો સુખ મને.
રહેજે તું રાખી, ધિરજ મન માંહે ખુબ ધરી;
મને તો લાગેછે, સરવ શુભ દેશે સુખ હરી.
મયુર તો ચાહે, ઘન ગરજતો ને વરસતો;
ચકોરને ભાવે, પૂરણ નિશ ચાંદો ચળકતો.
મનોર્થો મારા,ને વળી તુજ તણા પાર પડશે;
ઉમંગોછે જે જે, સરસ થઇને સુધરશે.

હું આજથી તૈયારી કરીને થોડા દીવસમાં એ તરફ આવીશ. જો કે સ્વયંવરના દિવસની પેહેલાં આવું તો તેમાં આપણો મેળાપ થાય. એવો પણ પ્રસંગ મળી શકશે. કદાપિ મારાથી તેમ થાય પણ નહિ થાય તો તેને માટે તમારે નિભય રહેવું. કારણ હું સ્વયંવરમાં તમારે હાથે વરમાળા પહેરવાને અવશ્ય ભાગ્યશાળી થઇશ. એ વાતમાં નિશંક રહેજો. જગતમાં એવો એક પણ માણસથી કે જેને તે ચાહતો હોય તેને એ ન ચહાય એમ બનવું ઘણુંજ કઠીણ છે. ટુંકામાં એટલુંજ કે હું ખુશીથી તમારી વરમાળ પહેરવાને ચાહુંછું.

**લી. તમારો ઉપર મોહિત થયેલો રત્નાસિંહ.**

ભુવનેશ્વરીમાં સુશોભિત સ્વયંવર મંડપ મહા તેજશ્વિ ક્ષત્રિ કુલનામ દીપાવનાર રાજવીર પુરૂષોથી ખિચ્ચો ખિચ્ચ ભરાઈ ગયો હતો. દેશ દેશથી આવેલા રાજાઓના રસાલાથી તથા તેમની સાથે નોકર ચાકરોથી આખુ ભુવનેશ્વરી શેહેર ઘણીજ જાહે જલાદિથી ભરપૂર દીસતું હતું.

સ્વયંવર મંડપમાં હવે શર્વે રાજા રાણા પોતાની યોગ્યતા યુક્ત સ્થાનકે બીરાજી રાજા ગયા. રાજગોરે તજવીજ કીધી તો જણાયું કે સર્વ આવી પહોંચ્યા છે. માટે જેમ બને તેમ રાજકન્યાને સણગાર સજાવીને તૈયાર કરો. રાજમેહેલમાં વીજયવંન્તીએ ચંદ્રિકાને નહાઈ સ્વચ્છ થવાની તથા વસ્ત્રાલંકાર સજવાની તાકીદ કરાવી પોતે એક સોનાના થાળમાં મોતી ભરાવી દાસીઓ પાસે તૈયાર રખાવ્યો સુગંધીદાર પુષ્પ તથા અબીલ અરગજા અને આરતી ઉતારવાની સર્વ સોઈ પણ આ કનક પાત્રમાં કરાવી રાખી હતી, તેમાં કુમકુમની કંકાવટી કપુરાદિ કેસર ચંદન પણ હતાં. રાજકન્યા ચંદ્રિકા ખરેખર ચંદ્રને પણ શરમાવીદે તેવીજ દિસતિ હતી. તેણીના નાજુક શરીરપર ભારે મુલની મોતીની માળા તેના ગળાને અનુપમ શોભા આપતી હતી. હાથે હીરાજડીત કંકણ અને ચળકતી ચુડીઓ આવી રહ્યાં હતાં પદ્મનીની કેશરી જેવી કેડમાં કટીમેખળા તથા પગમાં ઝાંઝરાદિ એટલા શુશોભિત લાગતા હતા કે તેના અંતઃકરણના આનંદના ઉછાળાની માફક અંગના અલંકાર ઉછળી રહ્યાં હતાં. ચકચકીત સુગંધીદાર તેલથી ભરપૂર કરેલો ચોટલો કાળી નાગેણના બચ્ચાની માફક વીંટાઇને અંબોડો ફેણાકારે વસ્ત્રમાંથી પણ ભારે તેજસ્વિતા દાખવતો હતો પરવાળા જેવા હોઠમાં નાકની વાળી પ્રતિબીંબ પ્રકાશિત કરતી હતી. કાનના વાંકનો તો આડો આંકજ. ભાલમાં લાલ વિશાલ ચાંદલો ચળકતો હતો. તેનું સ્મિત હાસ્યવદનજ દંતપંક્તિ દર્શન દાડમકળીઓનું સ્મર્ણ કરાવી દેતું હતું. પેટ પોરણી સમાન

અને હાથણુની ચાલ, ગાલ ગુલાબી લાલ હતા, એ હરિણાં ક્ષી ચંચળ ચતુર ચપળ હતી. રાજમાતાની આજ્ઞા લઈ રાજકન્યા ચંદ્રિકા રાજ મેહેલમાંથી નીકળી સ્વયંવર મંડપ તરફ ચાલી તેની સાથે તેની ઉમરની દસ દાસીઓ સૃંગાર સજી તૈયાર થઈ આવેલી હતી. આ દરેક દસ સ્ત્રીઓ કોઈ પણ ખાલી હાથે નહોતી, એકના હાથમાં થાળ, બીજીના હાથમાં પુષ્પહાર, તેજીના હાથમાં રૂમાલ, ચોથીના હાથમાં બાળ, પાંચમીના હાથમાં ગુલાલ, છઠીના હાથમાં વીંટી, સાતમીના હાથમાં પીઠી, આઠમીના હાથમાં અતરદાની, નવમીના હાથમાં પાનની બીડી, દસમીના હાથમાં દીપમાળ, અને રાજકન્યા ચંદ્રિકાના હાથમાં વરમાળ હતી. સ્વયંવર મંડપમાં બેઠેલા રાજાઓ ચંદ્રિકાને તથા તેની દાસીઓને જોઈ તેમાંના ઘણાકતો ચિત્ર રૂપજ થઈ ગયા. રાજા સુનંદને આજ્ઞા આપી એટલે રાજગોર જ્ઞાનપ્રભાવે આગળ થઈને સર્વ રાજાઓને ઓળખાવવાને તથા તેમના રાજ્યની જાહોજલાલીનું વર્ણન કરવા માંડયું. બુદ્ધિમાં શૌર્યમાં કુળમાં અને લક્ષ્મિબળમાં તેઓ કેવા છે તેનું વર્ણન ક્રમવાર રાજગોર કરી રહ્યા પછી રાજા સુનંદને રાજકુમારી પ્રત્યે આ પ્રમાણે કહ્યું "ગુણવંતી પુત્રી ચંદ્રિકા, તમે આપણા કુળની આબરૂને તથા મારા રાજ્યની પ્રતિષ્ટાને સારીપેઠે જાણોછો આજ દીન સુધી તમે તમારો ધર્મ મારી આજ્ઞા પ્રમાણે પાળ્યોછે. મારાથી બને તેટલું જ્ઞાન પ્રાપ્ત કરાવવાને મેં તમને યથાશક્તિ જરૂર પુરી પાડી છે. હવે તમે ઉમર લાયક થયાંછો, તેથી આ મહારાજા મંડળમાંથી તમને મનગમતો સ્વામી મેળવી લેવાને

આજ્ઞા આપુછું હે પુત્રી તમે સુખી થાઓ; આટલું કહી રાજાએ ગદગદીત કંઠે ચંદ્રિકાના શીર ઉપર હાથ મૂક્યો એટલે ચંદ્રિકા નમીને આગળ પગલું ભર્યું. દાસીઓ ચંદ્રિકાની પાછળ ચાલી જ્યાં રત્નસિંહ બેઠો હતો ત્યાં અદબ સહિત જતાં જતાં રાજ્યકન્યા અટકી અને પોતાના હાથની વરમાળ તેનેજ આરોપી આથી આખા સ્વયંવર મંડપમાં બેઠેલા રાજાઓને ઘણીજ અદેખાઈ આવી પરંતુ તેઓ નીર ઉપાય હોવાથી થોડું બબડીને ચુપ થયાં કલંકગઢનો રાજા મદવર્ધન જે પોતાને મોટો ગુણવાન ગણતો હતો. તે એકદમ વચમાં બોલી ઉઠ્યો. હાં હાં હાં અરે ચંદ્રિકાતું ભૂલી ભૂલી આજે મારૂં માન ખંડન થયું હું આમ જાણતો હોત તો અહિ કદી પણ આવત નહિ. હે સુનંદન તારી પુત્રીએ ભુલમાં મને ઓળખ્યો નહીં તેથી હવે હું તેને ફરીથી કહુંછું કે તેણે વરમાળ પહેરાવવામાં ચુક કીધી છે. ચંદ્રિકા તું ફરીથી મને વરમાળ પેહેરાવ જો તું તેમ નહિ કરે તો યાદ રાખજે કે સુખી થવાનો માર્ગ ઘણો દુર છે. આટલું કહીને એવા જુસ્સાપર આવીગયો કે તેની આંખ લાલ હીંગળોક જેવી થઈ ગઈ તથા હાથ અને છાતી ઉછળવા લાગ્યાં. રત્નસિંહને આથી ઘણુંજ માઠું લાગ્યું. તેણે પોતાનો હાથ કેડની કટાર તરફ કર્યો. અને છલંગ મારી જ્યાં મદવર્ધન ઉભો હતો ત્યાં ધસ્યો આથી સ્વયંવર મંડપમાં મોટી ગડબડ થઈ રહી. સુનંદને વચમાં પડી દરેકને શાંત પાડયા. મદવરધન પણ કાંઈ કાચો નહોતો તેણે પણ આખા સ્વયંવર મંડપને રણભૂમિ સમાન ગણી વીકાળ ફાળ મારી ગજાવી મૂક્યો. જો

આ વખતે સુનંદને પોતે તથા પોતાના સગા વ્હાલાંઓ વચમાં પડી સમાધાન કરવાને મેહેનત ન લીધી હોત તો ખરેખર એક અઘટિત પરિણામ નિવડત. આ ગડબડ મ- ટાડવાને માટે બધાંને પાછા બેસાડવાને ચોબદારોએ અરજ કીધી તેથી જરા શાંન્તિ પ્રસરી પણ રાજા મદવર્ધન જે ઉભો હતો તે પોતાનું અપમાન ન ખમીશકાયાથી. જોઉંછું કે;! ચંદ્રિકા એ રત્નસિંહ સાથે કેટલું સુખ ભોગવેછે; એમ કહી તરતજ ચાલી નીકળ્યો. તે ભુવનેશ્વરીમાં પાણી પીવા પણ ઉભો ન રહ્યો. અને પોતાની રાજધાનીમાં ચાલ્યો ગયો. એજ મુજબ આશા ભર્યા આવેલા રાજવંશીઓ પોતાની રા- જધાનીમાં બીજે દીવસે વિદાય થયા,

ભુવનેશ્વરીમાં રાજા રત્નસિંહ તથા તેના માણસો પંદર દીવસ સુધી સુનંદનના માન પાનનો સ્વિકાર કરીને ચંદ્રિ- કા સહિત વિમળાપૂરી તરફ ચાલતા થયા. તેમની આવ- વાની ખબર આગળથીજ મળવાથી આજે આખી વિમ- ળાપૂરીને રાજ્ય ખર્ચથી શોભાવવામાં આવી હતી. શેહેરથી પાંચ ગાઉ દૂર સુધી દીવાની રોસનાઈથી રસ્તો ઘણોજ દીપાવવામાં આવ્યો હતો. અને ત્યાં રાજા રાણીને ઉતરવાને મોટા તંબુઓ તથા રાવટીઓ નંખાઈ હતી. રૈયતના ઘણા માણસો અહિં રાજાની મુલાકાતે બહુજ ભભકા ભરેલા પો- શાકે આવેલા હતા. તેમાં મોટા મોટા નગરશેઠો તથા રા- જ્યના વફાદર નોકરો અને આશ્રયી કવિયો, શાસ્ત્રીઓ, તથા વિદ્વાન લોકોની મોટી ઠઠ જામી હતી. ઘોડેસ્વાર પાયદલ તથા હય રથ ગજરથ પણ પાર વિનાના હતા. દૂરથી રા-

જાનો રસાલો તેની મશાલોથી દેખાયા એટલે રાજ્યના પ્રતિષ્ઠિત પુરૂષોએ સામા જઇને રત્નસિંહનો મેળાપ લીધો. થોડીવારમાં ધાજતે વાજતે જ્યાં રૈયતનો સમુદાય ઉભો હતો ત્યાં સઘળા આવી પહોચ્યા. આ વખતનો દેખાવ ઘણોજ વિચિત્ર થઈ રહ્યો હતો જેમ વરષાઋતુમાં સમુદ્રના મોજા સામસામા અથડાયાથી મોટી ગંભીર ગર્જના થાય છે તેમ અહિં પણ થઈ રહ્યું બંને બાજુથી જય નાદની ચીસ મોટા હર્ષની સાથે થઈ કે આખુ આકાશ તથા ઘણે દુર સુધી આ વિશાળ મેદાન ગાજી રહ્યું. રાજ્ય ભક્તની આતુર મદની હાક અને તોપના બહારથી મોટો ઘોર થઈ રહ્યો રાજા રાણી આરામ વાસ્તે અહીં ઉતર્યા ચંદ્રિકા તંબુમાં ગયા અને તરતજ રત્નસિંહને માટે પ્રજા મંડળે સભા મંડપ રચી રાખ્યો હતો ત્યાં સિંહાસન ઉપર રાજા રત્નસિંહ બીરાજમાન થયા ચોબદારે નકી પોકારી એટલે સૌ કોઇ પોતાની જગ્યાપર બેઠા તરતજ રાજકવિ વાણીમલ્લે ઉઠી રાજાને અદબ સહિત નમન કરીને કહ્યું—

## વાણી મલનું કાવ્ય.

### કવિત મનહર.

ભૂપ હે અનૂપ રૂપ શૂરબીર સૂરબંસ,
રત્નસિંહ નામ જાકો, રામ જેસો રાજ હે;
દીલકો દયાલ દેખો, ગરીબ નવાવાજ પેખો,
ગોબ્રાહ્મણ પ્રજાપાલ પ્રેમી મહારાજહે.
ગૂની ગ્યાનકે નિધાન દેત માન વિદ્વાનકો,

એસોહી ઉદાર દીલ જેસો મેઘરાજહે;
અલકા પુરમે જેસો ઈંદ્રિરાજ મહારાજ,
બિમલાપુરીમાં એસો રત્નસિંહ આજહે.

મોટા મનના રત્નસિંહને વાણી મલ્લનું કવિત સાંભળીને પોતાની પ્રસંશાથી જરા પણ સારૂં લાગ્યું નહિ કવિરાજને કહ્યું કે કોઈ પણ વખતે તમારે આવું વર્ણન કરવું નહિ પરંતુ સદ્દગુણી અને સ્વધર્મી પુરૂષોના ચરિત્ર સંભળાવીને મને તથા મારી પ્રજાને કૃતાર્થ કરવાને તમારી કવિત્વશક્તિ કામે લગાડવી એક બાળકને જેમ આપણે બોલતાં શીખવીએ છીએ તેમ તે બોલેછે માટે કવિરાજ તમે પણ અમને રસિક બોધ આપીને સદ્દગુણ સીખાડવાની રૂઢિ પકડશો તો અમે સદ્દગુણી થઇશું એમાં શો સંદેહ છે.

વાણી મલ્લ કવિ ઘણોજ ચતુર હતો તેણે એ વાત માન્ય કીધી રાજા પ્રજાના ધર્મની વાતમાં કવીનુંતો એ કર્તવ્ય છે કે જે વાતમાં રાજાનો દોષ જણાય તે રાજાને એવાતો દૃષ્ટાંત અને બોધમાં મેળવીને કહેવું જોઈએ કે તેને માઠુ ન લાગે અને તે સુધરે પ્રજા પણ રાજા પ્રત્યે જો પોતાનો ધર્મ બરાબર રીતે પાળવામાં કાંઈ ભુલ કરતી હોય તો તેને પણ સારા રસ્તે ચઢાવનાર રસિક કવિયોની રસ ચાતુર્ય વાણી એ મુખ્ય સાધનભુત નીવડે છે એમાં કાંઈજ સંદેહ નથી. જ્યાં રાજા અને પ્રજા સદ્દગુણ નીતીમાન અને બીજાઓને દાખલારૂપ થઈ પડે તેવી વર્તણુક ચાલનારી હોય ત્યાં કવિનું શું એવું કર્તવ્ય છે કે તે તેમને ન વખાણે? અવસ્ય કવિયોનું તો એ કર્તવ્ય છે કે તેમને વખાણુવાને જે તેઓમાં સદ્દની-

ત ભાવના ઉત્તમ જોવામાં આવતા સ્વરૂપને વર્ણવવા તે એવી રીતે કે તેઓ અભિમાનથી દૂર રહીને એક બીજા સાથે સદ્‌વર્તનથીજ ચાલે રાજા રત્નસિંહ તથા તેની પ્રજા પોતાના ધર્મમાં હમેશાં તત્પર હતાં તેથી કવિ વાણીમલ્લે કહ્યું કે મહારાજ હું તમને તથા તમારી પ્રજાને વખાણુંછું તે એટલાજ માટે કે તમે રાજધર્મ બરાબર રીતે જાણોછો અને પ્રજા પણ સદા સારીજ વર્તણુક રાખેછે એ રાજા પ્રજા બન્નેને લાભકારી છે. અમારો કવિયોનોતો ધર્મજ કે જેવું નજરે જોઈએ તેવું વર્ણન કરીએ વર્ણન કરવાનું સાદું કામતો અમને વધારે સહેલું લાગે છે પણ તને કાવ્યરસ પ્રકારથી શોભીતું કરીને ડોળ ભરેલું ભપકાદાર કરવાને અમારા જ્ઞાનની, ચાતુંની અને અનુભવની મોટી ખુબીનો બંડાર જોઇએ જે જ્ઞાનભંડાર વિદ્વાન વર્ગને, વધારે પ્રીયકર થઈ પડેછે પરન્તુ સામાન્ય જ્ઞાન સંપાદન કરેલા એવા સર્વે પ્રજા વર્ગને તો સદા વર્ણનથીજ તૃપ્તિ થાય છે માટે આપની એ સૂચના મજબુત વર્તવાને હું હવે પછી આગળ ઉપર મારી કાવ્યલંકારરસ વાળી બુદ્ધિનો ઉપયોગ કરીશ એટલું. કહી કવિએ બેસવાની રજા લીધી આ વખતે રાત પડી ગઈ હતી અને શેહેર પાંચ ગાઉ દૂર રહેવાથી તથા જોશી બાવાઓના મહુરત પ્રમાણે શેહેર પ્રવેશ જલદીથી કરવાનું હતું માટે હવે સ્વારી ત્યાંથી ઉપડી અને પુર ભણી ચાલી. રસ્તાની રમણ્ય રચના આંખને મોહ ઉપજાવે તેવીજ હતી. બન્ને બાજુ દીવાની રોશની વૃક્ષ તથા વેલીના આકારમાં એવી તો બરાબર રીતે ગોઠવી હતી કે જે જોઇને રાજા

રત્નસિંહ ઘણોજ ખુશ થઈ ગયો પ્રથમ આરામ લેવા બેઠા હતા તે જગ્યોએથી સ્વારી ચાલી ત્યારે એક મોટા લાકડાનો દરવાજો ઘણીજ શોભાવાળો નવોજ ઉભો કરેલો હતો. તેની કમાનમાં એવા અક્ષરો લખેલા હતા કે "મહારાજા રત્નસિંહ તથા મહારાણી ચંદ્રિકા દિર્ઘ આયુશ ભોગવો" તે સોનેરી શબ્દો દીવાની રોશનાઈમાં વધારે દીપતા હતા. તે જગ્યાએ ચીની કારીગરોનું બનાવેલું દારૂખાનું મોટા જથામાં ફોડવામાં આવ્યું અને પછી સ્વારી કોઈ પણ જગ્યાએ અટક્યા શીવાય રજમેહેલ સુધી પહોંચી ગઈ. અહી રાજા રાણીને મોતીના થાળ ભરીને વધાવવામાં આવ્યા લોકો સૌસૌને ઘેર વીખરાવા લાગ્યા. પ્રીય વાંચનાર આ સઘળી ધામધુમથી તમે સમજ્યા હશો કે રત્નસિંહ એક પ્રજાપ્રીય સદ્ગુણી તેમજ મોટો શૂરવીર રાજા હતો જ્યાં રાજા પ્રજા સલાહ શાન્તિમાં સારી પેઠે હોય છે. ત્યાં કોઈને કશી પણ રીતે દુઃખ આપદા હોતી નથી એ સિદ્ધાંત માનવું જે જે દુર્ગુણી માણસો પોતાના દુઃખને માટે દૈવ્યને દોશ દઇને રડતાં આપણે જોઇએ છીએ તેમાં તેઓના દુર્ગુણનોજ વાંક હોય છે. તેથી તેમને ઉત્પન્ન થતાં દુઃખ તેઓએ પોતે વ્હોરી લીધેલા હોય છે. એમાં કાંઈ ખોટું નથી જો કોઈ માણસ એક દુર્ગુણવડે અનેક કષ્ટકારી કામો કરશે અને ઉત્તરોઉત્તર તેનો ભોગ થશે તો તેમાં દૈવ્યનો વાંક નથી એમ નકી સમજવું.

## સત્યપ્રિતિ સંકટમાં સુખનું સાધન છે.

વીમળપૂરીના રાજ્યમેહેલમાં એક સોળ વરસની સુંદર

સ્ત્રી ઘણીજ ગંભીર ચેહેરે કોઈ મોટા વિચારમાં ગાદી ઉપર બેઠેલી છે. આ ચંદ્રમુખીનું વદન ઘડીમાં કરમાયલું અને ઘડીમાં હસતું દીસતું હતું. તેની પાસે રેશમી રૂમાલે બાંધેલી પોટકી પુસ્તકોની પડેલી છે. સામે એક મોટો આરીસો પડ્યો છે. જ્યાં તે બેઠીછે ત્યાં તેના માથાપર પાછળની દીવાલમાં એક યુવાન પુરૂષની છબી કોઈ ચતુર ચીતારાએ ચીતરેલી માલમ પડેછે. આ સ્ત્રી સામેના પડેલા આરસામાં છબી તેનું પ્રતિબીંબ પડતું હતું તે જોતી હતી તેનું ચિત્ત એ છેલછબીલા ફાંકડા મર્દની મુખમુદ્રાપર લગની લાગી રહ્યા જેવું થઈ ગયું હતું આ સ્થિતિમાં જો કોઈ તેને દેખે તો માત્ર એક પુતળુંજ ધારે થોડી થોડી તે પોતાની આંખ પપલાવતી હતી તેથી સમજાતું હતું કે તે ખરેખર એક સજીવન પુતળી છે, આ મેહેલમાં દાખલ થઈને એક દાસી એ કહ્યું કે બાઇ સાહેબ પુજાનો સઘળો સામાન મેં ગોઠવી ને તૈયાર રાખેલો છે. જો આપ પધારો તો હું મહારાજાને વરઘી પહોચાડું. એટલે તે ત્યાં આવીને બીરાજે આ સાંભળીને તેણે જવાબ આપ્યો કે ઠીક હું આવુંછું. પ્રાણવલ્લભને વરધી પહોંચાડ એટલું કહી તે ત્યાંથી ઉઠી તેનું ચિત અતિ હર્ષથી ઉસ્કેરાઈ ગયું હતું તેનો ચેહેરો વધારે પ્રફુલ્લિત થયો અને તેણે પોતાના વસ્ત્ર બરાબર નહિ હતાં. તે સંભાળથી પેહેર્યા આરસામાં પોતાની કાંત્તિ જોઇ અને શીરપરના વાળ વીગેરે બીજા શરીરના અવયવને સુશોભિત લાગે તેવી વ્યવસ્થા કીધી. તરતજ દાસીએ ઘંટ બજાવ્યો તેનો નાદ કાને અથડાયાથી ઝટ તે ચાલી બીજા ખંડમાં ગઈ.

આ જગ્યામાં એક મોટું સિંહાસન મણિરત્ન જડિત હતું અને તેની બાજુએ બે મોટા બાજઠ મૂકેલાં હતાં. તથા વચ્ચે એક નાનકડી બાજઠડી હતી. દાસીઓએ સુગંધીકારક પુષ્પના ગજરા તથા કેશર કસ્તુરી ચંદનાદિથી ભરેલી એક સોનાની થાળ સર્વે પુજાની સામગ્રીથી તૈયારજ રાખેલી હતી ઉંચા પ્રકારની સુંગંધીમય ધુપની સળગાવેલી અગરબતીઓ આખા ઓરડામાં મસમસાટ કરી મુકતી હતી આરતી ઉતારવાને મોટા કપૂરના ગાંગડા સળગાવ્યાં હતાં તથા સિંહાસનની આસપાસ સ્વચ્છ ઘીના દીવા ગોઠવી મૂકયાં હતાં. દસ દાસીઓ ટોળે મળીને ચમરાદિ લઈ અદબ કરી ઉભી હતી. ગુલાબજળની ઝારી પાસેના બાજઠપર પડેલી હતી. આ સ્થળમાં પૂરી શાન્તિ ભરેલી હોય તેમ દીસતું હતું. દીવામાં ખેચાતું ઘી સડસડાટ કરતું હતું તે સિવાય એક પણ અવાજ થતો નહોતો.

રાણીને આવતી જોઇને સર્વે દાસીઓ નમીને જેવી રીતે પ્રથમ હતી તેવી રીતે ઉભી રાણીએ તેમને શાબાશી આપી અને સિંહાસનની ડાબી બાજુએ જે બાજઠ પડયો હતો તેનાપર જઇને બેઠી થોડી વારે કોઈ આવતું હોય તેમ અવાજ થવા લાગ્યો છડીદારે નકી પોકારીતેથી રાણી તરતજ ઉભી થઈ અને જે બારણા તરફથી અવાજ આવતો હતો. તે તરફ ગઈ રાજા બારણામાં પેઠા એટલે તેમની આંગળી એ વળગી મીઠા વચનથી રાણીએ તેમને આવકાર દીધો. રાજા સિંહાસનપર બીરાજમાન થયા. એટલે રાણીએ તેમની સાથે થોડીક હાસ્યવિનોદની વાતચીત કીધા પછી ગુલાબજ-

ળની ઝારી લઇને રાજાને અંગે છાંટયું ફુલના ગજરા પહેરાવ્યા. ચંદનાદિ શરીરે લેપન કીધું. અને આરતી ઉતારીને પંખો કરવાને પોતાની બેઠક ઉપર બેઠી. થોડીવારમાં ફળાદિ મેવો મીઠાઇ તથા કઢેલાં દુધ વીગેરે આપ્યાં. તે રાજાને યથારૂચી આરોગાવ્યાં પછી પાસેનાં બાગમાં આમ તેમ ફર્યા તેથી ભૂખ લાગવાનો વખત થવા લાગ્યો. અને ભોજન પ્રહના નોકરે ઘંટ બજાવ્યો. એટલે બંને ભોજનશાળામાં ગયા. અહીંયાં પણ અતિ ઉતમ પ્રકારની ગોઠવણ કરવામાં આવી હતી તરેહવાર જાતજાતના શાક તથા ભાતભાતની ચટણીઓ અને સુંદર સ્વાદીષ્ટ પકવાન સોનાના થાળમાં પીરસાયાં રાજા સિંહાસનપર બેઠા એટલે રાણીએ પોતાના હાથે તાંણુ કરીકરીને મારાસમ આટલું તો જમો. આ ચટણી તો તમને બહુ ભાવેછે. આ શાક તો અતિ સુંદર થએલું છે. આપ કવાન તો પાચક છે. આ વનસ્પતિનો રસ તો અમૃતસમાન મીઠા છે. એમ કહીને રાણી રાજાના મુખ આગળ ધરે તે રાજા તેના માનની ખાતર પ્રીતીને લીધે યથારૂચીએ આરોગ્યા. જ્યારે રાજા તૃપ્ત થયા ત્યારે રાણીએ ખવરાવવાનું બંધ રાખ્યું. પાસે ઉભેલી દાસીએ પોતાની પાસેની ઝારીમાંથી રાજાના હાથપર પાણી રેડયું અને રાણીએ ઘણા ભાવથી બે હાથે તે ધોયા તથા દાસીએ પોતાના ખભાપરથી રૂમાલ આપ્યો તેથી રાણીએ રાજાના હાથ તથા મોહું સાફ કીધું. બીજી દાસીએ આવીને રાણીના હાથમાં એક રકાબી મૂકી તેમાંથી રાજાને રાણીએ મુખવાસ કરાવ્યો એટલે રાજા શયનગૃહમાં પધાર્યા રાણી યથારૂચી ભોજન કરીને

ઝડપથી શયનગ્રહમાં પધાર્યા; આ વખતે રાજા ઘણા આનંદમાં હતા. રાજાએ રાણીને આવતી જોઇને બેઠા થઈને કહ્યું કે આજ તને યાદછે આજે મારી જન્મગાંઠનો દીવસછે. આજે અરસપરસ તારે કોઈ ગમ્મત કરીને આનંદ કરવો જોઇએ આજે મારો વિચાર શીકારપર જવાનો છે. ક્ષત્રિનો ધર્મછે કે તેણે ઘરના ખુણે પડી રહીને મોજ શોખમાં વખત ગાળીને પોતાની જીંદગી નહિ ગુમાવવી જોઈએ. પરન્તુ શરીરને કસરત વગેરેથી સારી પેઠે કસીને પોતાના રાજયની મર્યાદા દીનપ્રતિદીન વધારતા જવું જોઇએ.

## રત્નસિંહનો સીકારે જવાનો ઈરાદો.

આવો વિચાર મન સાથે કરી પોતાના ખરા મિત્ર ગુણવંતસિંહ કે જે સદાકાળનો સાથી હતો તેની સાથે વાત કરવા લાગ્યા કે, પિતાના ગુજરીગયા પછીથી કોઈ પણ દિવસ આપણે મૃગિયા રમવા ગયા નથી. તેથી તે વિદ્યા આપણે વિસરીગયા હઈશું કોઈ મહા અરણ્યમાં જઈ ધનુષ વિદ્યાથી પૂર્ણ પ્રવીણ થઇએ કારણ કે ક્ષત્રીનું ખરૂં પ્રાક્રમ ધનુષમાં અને લડાઇમાં રહેલું છે. આપણે ધનુષવિદ્યાથી જરા પણ અજાણ્યા ન રહેતાં બંને મિત્રો એવું પ્રાક્રમ કરીએ કે આપણા રાજ્ય સામુ કોઇપણ ઊંચી દ્રષ્ટીએ જોઈ શકે નહિ તેમજ જ્યાં આપણા રેવંતનું પગલું સાંભળતાં સર્વ રાજ્ય થર, થર, થર, કાંપવા લાગે. આવી રીતનું પ્રાક્રમ થશે. ત્યારે કોઈ પણ રાજ્ય આપણાથી અજાણ રહેશે નહિ. તેમ આપણી ખરી કીર્ત્તિથી બીજા રાજ્યો અજાણ્યા રહેશે નહિ. જવાનું નિરણ્ય કરી પોતાના.

પ્રધાન પ્રેમચંદને કે જે અકલમંદન, તેમ રૈયતની દાઝ જા-ણુનાર, રાજ્યરીતી જાણુનાર છે. વળી રૈયત, તેમ રાજ્યના સર્વે નોકર તેનાપર અપ્રીય હોય તેમ દેખાતું નથી. તેના હ-સ્થમાં રાજ્યની લગામ આપવાથી રાજ્યને કાંઈપણુ અડચણુ થશે નહિ. માટે તેને રાજ્ય સોંપી આપણે મહા અરણ્યમાં જઈએ. આ ઈરાદો કરી પ્રધાનને તેડું મોકલ્યું પ્રધાન આ-વી નમન કરી અરસપરસ વાત કરવા લાગ્યા. તેવામાં એક બાઈ મહા દુઃખનો પોકાર કરતી ફરિયાદ. ફરિયાદ! આ પોકાર કરતી આવી. આ વખતે રાજાએ વિચાર્યું કે હું ક્ષત્રી તેમજ વળી મારૂં રાજ્ય અને મારી રૈયત્ત મને અરજ ગુ-જારવા આવે ને મારે જવું એ મારો ખરો ક્ષત્રિનો ધર્મ નહિ કારણુ કે ક્ષત્રિનો ખરો ધર્મ, તેમ રાજ્યનો ધર્મ તે જ્યારે હું નહિ બજાવું તો પછી જનુનીને પેટે જન્મવું એ ફોકટ છે. જુઓ રણુમાં પડેલો ક્ષત્રિ પોતાના હાડ વરસાદની ગર્જ-નાની માફક અને તલવાર વીજળીના ચમકારા માફક ન વા-પરે તો પછી શું તેને ક્ષત્રિ પુત્ર જાણુવો? રણુમાં પડેલા ક્ષત્રિનું મસ્તક મારો, મારો; એ નાદ ન કરે તો શું તેને ક્ષ-ત્રિ પુત્ર જાણુવો? આવો પોતાના મનમાં વિચાર આવવાથી રાજાએ તે બાઇને અર્જ ગુજારવાને હુકમ કર્યો. અને પોતે તેના પત્તિની સોધ લાગે ત્યાંસુધી મૃગિયા રમવા જવું બંધ રાખ્યું. પ્રધાને બાઇને પૂછવા માંડયું. બાઇએ પોતાની અર્જ નિચે પ્રમાણે કહી.



## બાઈની અરજ.

### દોહરો.

વિમલાપૂરી શોહામણિ, વરસત કંચન નીર;
હું અબલા વિણુ કંથકી, જીવ ધરે નહિ ધીર.

આ સાંભળતાં રાજા પ્રધાન, ગુણુતસિંહ ત્રણે મહા અચંબો પામ્યા. પણ સાંન્તથી બાઈની અરજ શ્રવણ કરવા લાગ્યા.

મહારાજાધિરાજ આપના નેકી રાજ્યમાં કોઈ પણ રૈયત દુઃખી દેખાતી નથી. તેમ દુઃખ એ શબ્દ સ્વપ્ને પણ માલમ પડતો નથી. આથી હું ઘણોજ હર્ષ પામુંછું. પણ મારે આપને એટલીજ અરજ ગુજારવાની છે કે મારો પતિ જે વખતે આપનું લગ્ન થયું તે વખતે આપની સાથે આવેલો હતો પણ તે દિવસથી તે અત્યારસુધી મારા પતિની સોધ મેં કરી પણ કયાંછે તે કાંઈ માલમ પડયું નહિ આથી હું નીરઅભાગી અબળા મારા પતિ વિના તેના વિરહે કરીને ઘણું કષ્ટ વેઠુંછું. જો તે કદી મને મેળવી આપશો તો આપનો આભાર ભૂલીશ નહિ. આટલી મારી ગરીબ અબળાની અર્જ કર્ણુપર ધરનાર ખરા ક્ષત્રાણીના જાયા. ગૌના રક્ષક છો મારો પતિ ચિત્રકળામાં કુશળછે. માટે તેને રાખનાર આપ જેવાજ હશે. રાજાએ તેજ ક્ષણે અબળાની અર્જ ધ્યાનમાં લઈ સ્વારને તેજ વખતે બાઈની કહેલી નીશાનીએ આપી દેશોદેશ સોધ કરવા મોકલ્યો.

બાઈને ધીરજ આપી તેના ભરણુપોષણુને માટે બંદોબસ્ત

કરી પોતાના મિત્ર સહિત નગ્ર બહાર હમેશાં મૃગિયા રમ-વા જતાં હતાં.

સ્વાર બતાવેલી નીશાનીઓના આધારથી જંગલમાં ભ-ટક્યો. આખરે વિચાર કર્યો કે તે ચિત્રકળામાં કુશળ છે, માટે હવે શેહેર તરફ જોઊ આવો ઇરાદો કરી પોતાનો ઘો-ડો શેહેર તરફ ફેંક્યો. ઘણાં શેહેરો જોયાં આપેલી નિશાની પ્રમાણે એવો કોઈ માણસ મળ્યો નહિ. તેથીકરીને આખરે તેણે વિચાર્યું કે જે કામે હું આવેલોછું તે કામ હું નહિ કરૂં તો રત્નસિંહ મને પોતાના રાજ્યમાંથી કહાડી મૂકશે, તેમજ ઘણા ગુસ્સે થશે માટે કાંઈ પણ સમાચાર લીધા સીવાય જવું એ મારો ધર્મ નહિ બેહેતરછે કે ઘાડા જંગલમાં જઈ તેની ભાળ લાગે તો તેમ નહિતો જંગલી પ્રાણીને મારો દેહ અર્પણ કરૂં કે જેથી તેનો આત્મા ઠંડો થાય. આવા વિચારથી શેહેરમાંથી નીકળી જંગલ તરફનો રસ્તો ઝાલ્યો. ઈશ્વરની સ્તુતિ કરી, કે, હે પ્રભુ તું જો સોધ નહિ લગાડે તો મારો દેહ હું પાછો વિમલાપૂરી લઈ જનાર નથી. દયામણા મુખથી સ્તુતી કર-તો ઘાડા જંગલમાં ઉતરી પડ્યો.

ચાલતા ચાલતા તેની નજરે એક ઝુંપડી માલમ પડી કે જે ઝુપડીમાં એક માણુસ, શોક અને દીલગીરીમાં, પણ ઘણાં પાંદડાંમાં કેટલીક છબીઓ ચિતરેલી હતી તેથી તે કાંઈ ખુસી રહેતો હોય તેવું માલમ પડવાથી તેની પાસે ગયો. આથી તેને ધીરજ આવી સ્ત્રી શીવાય બીજી છબી તેણે દીઠી નહિ ઘણીજ સુંદર છબીઓ ચીતરેલી જોઈ તે બોલ્યો ભાઈ તમે આવા ઉત્તમ કામમાં પ્રવીણછો અને ઘાડા જંગલાં

કેમ પડી રહેલા છે. કોઈ રાજ્યમાં મારી સાથે ચાલશો તો હું તમને લઈ જઇશ. પણ હું તમને એટલુંજ પૂછુંછું કે તમારૂં નગ્ર ક્યાંછે તેમ તમારે આવા ધાડા જંગલમાં સા માટે આવવું પડયું તે કહો.

જંગલી માણુસ*—હું વિમલાપૂરીમાં રહુંછું. મારા રાજાનું નામ રત્નસિંહ છે. જેની રાજ્યરીતી સર્વે રાજ્યથી શ્રેષ્ટછે તેમના લગ્ન વખતે હું ભુવનેશ્વરીની રાજ્યરીતી જોવા, તેમ ચિતરવા ગએલો લગ્ન થઇ રહ્યા બાદ સર્વે મનુષ્ય વિમલાપૂરી તરફ ચાલતા થયા; તે વખતે હું પણ એક રાત્રિએ નિકળ્યો ચાલતાં રસ્તામાં ભૂલો પડવાથી આવા અરણ્યમાં આવી પહોંચ્યોછું. મને સર્વથી શ્રેષ્ટ કષ્ટ એજછે કે—

દોહરો.

કેમ કરૂં કોને કહું, હું અહિ પ્રીય દૂર;
હોય પંખ જો મુજ કને, જઈ પોહોચું જરૂર.

આમ કહી હાયરે! હાયરે. મારી વહાલી પ્રીયા એમ કહી મુર્ચ્છીત થયો. સ્વારે તેને સુધમાં લાવીને ધીરજ આપવા લાગ્યો કે ભાઈ તમે ધીરજ પકડો ઉતાવળથી કોઈ પણ કાર્યે થઇ શકતું નથી, હીમત રાખી ઈશ્વરની સ્તુતી કરો કે જે સર્વે ચીજનો મેળવનાર છે. સ્વારના આ શબ્દથી તેને જરા હીમત આવવા લાગી.

તે સ્વાર પ્રતે બોલ્યો ભાઈ હું મારી સ્ત્રીના રૂપનાં કાંઈ પણ વખાણ કરતો નથી, પણ તે પતિવ્રતાછે તે મારા વિના

* આ ઠેકાણે જે બાઇનો પતિ ગુમ થયો હતો તેજ હતો.

કેમ રહી હશે. નક્કી તેણીએ મારા વિરહમાં તેના અમૂલ્ય પ્રાણનો ત્યાગ કર્યો હશે. હું કેવો દુષ્ટ કે આવા જંગલમાં તેની છબી ચિતરી બેસી રહ્યો અરે! પાપી આત્મા! તને અહીં બેસી રહેતાં જરા આચકો ન આવ્યો ? એમ કહી કપાળ કૂટવા લાગ્યો તે વખતે સ્વારે કહ્યું ભાઈ તમે આટલા પાછા ધીરજહીન કેમ બનો છો. જુઓ ! કે તમે તેની છબી ચિતરી દીવસ નીરગમ કરેલા છે. તો તે તમને મળશેજ. તમે હીમત પકડો અને મારી સાથે ચાલો. હું તમને તમારી સ્ત્રી મેળવી આપીશ. આ શબ્દ સાંભળતાંજ મોટા હર્ષથી ઉઠી ચાલવા લાગ્યો. જંગલમાં ચાલતાં ચાલતાં કેટલેક દીવસે તે વિમલાપૂરી આવી પહોચ્યા. રત્નસિંહ મેહેલમાં ફરતા હતા ત્યાં પેહેરીગીરે આવી કહ્યું કે મહારાજાધીરાજ જે પત્નિનો પતિ ગુમ થએલો હતો તે આવેલો છે. રાજા દરબારમાં આવી બાઇને બોલાવવા સીપાઈ મોકલ્યો.બાઇને આવતા સુધીમાં સ્વારને બોલાવી સર્વ વાત પૂછી તેવામાં તે બાઈ આવી જ્યાં પોતાના પતિને જોયો કે બેઉ મૂર્ચ્છીત થઈ ધરણી ઢળ્યાં. પતિવૃતા સ્ત્રી પુરૂષનો આટલો પ્યાર જોઇ રાજાએ તે બેઉને કાંઈ પણ પૂછ્યા સીવાય તેમને કેટલોક સીરપાવ આપી વિદાએ કર્યા.સ્ત્રી પુરૂષ રાજાને નમન કરી આશીરવાદ દઈ ચાલતા થયા.



## સત્યપ્રિતીનો ખરો ચિતાર.

ગુણવંતસિહ નીત્યની મૃગિયા રમવાનો વખત થયાથી રાજા પાસે આવ્યા.રાજાએ સ્ત્રીનું સર્વ વૃતાંત કહી સંભળાવ્યું

બંને મિત્રો અરસપરસ અત્યંત ખુશી થયા. અને માંહોમાં-હે કહેવા લાગ્યા કે હવે આપણે જે વિચાર ધાર્યોછે તે પૂર્ણ કરીએ આ વાત કરેછે. તેવામાં ચંદ્રિકા એ મિત્રો ઉભા હતા ત્યાં આવી રાજા સમીપ ઉભી રહી કહેવા લાગી કે મહારા-જની આજ્ઞા હોયતો દાસી એક શબ્દ બોલે, રાજાએ કહ્યું કહો. ચંદ્રિકાએ કહ્યું તમે બંને મિત્રો હમેશાં મૃગિયા રમ-વાને જાવછો માટે મને પણ આપની સાથે તેડો કારણ જંગલમાં કાંઈ અડચણ આવે તો તે સમયપર તમને ઈ-શ્વર શીવાય બીજુ કોણ સાહાય કરે માટે તમારી શેવા ક રવાને દાસીને સાથે લ્યો. રત્નસિંહે ચંદ્રિકાના આવા શબ્દ સાંભળતાં અચંબો પામી કહ્યું! અહો! પ્રીયા તમે! આ શબ્દ ચંદ્રિકા સાંભળતાં બોલી મેં તમને કહ્યું તેમાં તમને અચંબો તથા મશ્કરી લાગેછે શું ? રત્નસિંહે કહ્યું? અહો! પ્રીયા! તમારા શબ્દથી હું આનંદ પામુંછું પણ તમે અબળા જાતે રાજકુ-મારી, શરીરે કોમળ. કોઈ દીવસ જમીન પણ દીઠેલી નહીં ટાઢ, તાપ, કાંટા, અરણ્યના સપાટા, જંગલી પ્રાણીઓના ઘુઘવાટા, આવા વિક્રાળ શબ્દથી તમારી કોમળ દેહ એકક્ષ-ણવારમાં નાશ પામે. માટે તમે પતિવ્રતાપણે રાજ્યમાં રહો ચંદ્રિકાએ કહ્યું શું હું કોમળ ? તમે રાજકુમાર અને તમારી દેહ મારા કરતાં ઓછી કોમળ છે. તે દેહને દુઃખ અગર સુખ તો પછી આ મારી દેહ રાજયમાં રહી સુખ ભોગવે? ધીક્કારછે મારી દેહને, ધિક્કારછે મારા પતિવ્રતાપણાને, ધી-ક્કારછે મારી જનુનીની કુખને, કે જ્યારે મારી દેહ તમારી સાથે અગ્નિ દેવીને અર્પણ ન કરૂં તો પછી જનુનીને પેટે

નવ માસ પથર રહી હોત અગર ધોબીનો પથર હોત કે ધોબી લોકને ધોવા થાત. હે મારા પ્રાણનાથ જ્યારથી હું તમારી અર્ધ અંગા થએલીછું ત્યારથી તમારા દુઃખસુખમાં ભાગીએણછું. તમારી સર્વ ઇચ્છા મારાથી બને તેટલી મેહેનતથી પૂર્ણ કરવી એ મારો ધર્મ છે. માટે તમારી સાથે આવીશ. તમારે શાસ્ત્ર વિષે જોવું હોય તો તેપણ ખાત્રી કરવા વિદ્વાન માણસોની સમંતીલ્યો. રાણીનાં આવાં વચન સાંભળતાં રાજા મહા વિચારમાં પડયા. પણ તેમનો મિત્ર ગુણવંત મહા અક્કલમંદ હતો, તે બોલી ઉઠયો મિત્ર કાંઇ પણ ચીંતા કરશો નહિ. શાસ્ત્ર વિશે પતિવૃતા સ્ત્રી તેના પતિ સાથે જવાને કાંઈપણ અડચણ નથી. રત્નસિંહે વિદ્વાન માણુસ તેમ પોતાના મિત્રનો મત સારો લાગવાથી દાસી સમીપે ચંદ્રિકાને સાથે લેવાનું કહેણ મોકલ્યું. આ શબ્દ સાંભળતાં ચંદ્રિકાનું રૂપ જેવી રીતે પૂર્ણ પુનેમનો ચંદ્ર તે વખતે ઉગ્યો ન હોય? તેવું રૂપ થયું હતું. રાજા અને રાણી મોટા હર્ષથી મળ્યા. એક એક ઉપર પ્યારની વૃષ્ટી થઈ. અરસપરસ પ્યારનું આલીંગન કરી પ્યારમાં ગરક થયા. રત્નસિંહે ચંદ્રિકાને કહ્યું પ્રીયા મારો વિચાર પ્રધાન પ્રેમચંદને રાજ્ય સોંપી આપણે મહા અરણ્યમાં જવું. પ્રધાન અતિ પ્રમાણીક છે રાજયનું કામ સારી રીતે બજાવશે, તે સર્વ વાતથી માહીતગાર છે તેમ મેં તેને માહીતગાર પણ કરેલો છે, રાણીએ કહ્યું. પ્રધાનને રાજ્ય સોંપવું અતિ ઉત્તમ વાત છે. કારણ તે પ્રમાણીક છે. પ્રધાનને બોલાવી સર્વ રાજયની ગોઠવણ બતાવી પોતે મિત્ર સહીત

બીજે દીવસે જવાને નક્કી કર્યું. રાણીને પણ તૈયાર થવાને કહ્યું હતું. મારા વહાલા વાંચનાર મિત્રો કેટલાક માણસના દિલ વિશે વિચાર આવશે કે પુરૂષ સ્ત્રીની સલાહ લે! તો તમે તે વિચાર દીલ વિશે લાવશો નહિ. કારણ પતિવ્રતા સ્ત્રીની અકલ કહેવતની માફક પગની પાનીએ નથી. તેનું મન સદા નિર્મળ, તેમ પોતાને જે ખરી જરૂરની બાબત હોય તેજ ગ્રહણ કરે. પતિવ્રતાનાં કામ જેમ આગળ વાંચશો તેથી તમને પૂર્ણ ખાત્રી થશે. રાત્રી હોવાને લીધે પ્રધાન રાજાને નમન કરી ચાલતા થયા. રાણી પોતાના શયન ગ્રહમાં ગયા. સત્યપ્રીતિના સુજ્ઞ મિત્ર એક પળ પણ જુદા રહેતા નથી. પ્રીય વાંચનાર સત્ય પ્રીતી રાખવી એ એક વીકટ જંગલ છે. માટે આ ક્ષણભંગુર દુનિઆમાં તો થોડાજ મળશે પણ વિમલાપૂરીમાં તો સત્ય પ્રીતીનો સાગર હતો. પશુ, પક્ષી, સર્વેમાં સત્ય પ્રીતી હતી. મિત્રો સત્ય પ્રીતીનો દેખાવ તમે જેમ આગળ વાંચી જોશો કે જેથી તમને પૂર્ણ ખાત્રી થશે.



## રત્નસિંહનો અરણ્યમાં જવાનો ઉમંગ.

રત્નસિંહ, તથા ગુણવંતસિંહ, સાંતી રીતે સુતેલા છે. જવાના હર્ષથી નીદ્રા દેવી દૂર રહેલાં છે, હમેશાં રાજા બહાર મૃગિયા રમવા જતા હતા તેથી જરા જરા ગુલાબી નિંદ્રા દેવી આવતા હતાં રાત્રી વિતવા લાગી હતી, ચંદ્રનું અજવાળું રાજ્યને તથા વિમળાપૂરીપર સ્વેત પીછોડી પાથરી

દીધી હતી. મધ રાત્રી વીતી હતી ચોઘડીઆં કણકણ થઈ રહ્યાં હતાં. ગંગા નદીનું નિર્મળ જળ વહ્યા કરતું હતું કે જેના તટપર મહાત્મા પુરૂષો પોતે સ્નાન સંધ્યા કરવાનો વખત નજીક આવવાથી ઉઠવાને તૈયાર થતાં હતાં ઉદ્યમી પુરૂષો નિંદ્રા દેવીને દુર કરી પોતાના ઉદ્યમમાં લાગવાને તૈયાર થઈ રહેલાં હતાં. બાણુવળી મનુષ્યો પણ બાણ લઈ મૃગિયા રમવાને તૈયાર થતાં હતાં આવો અવાજ રાજા રત્નસિંહને કર્ણે પડવાથી એકદમ ઉઠયા તેવોજ મિત્ર પણ ઉઠયો અને કહેવા લાગ્યો કે હે મિત્ર કેમ આટલા ગભરાટમાં ઉઠયા. સાંત થાવ, રાત્રી વીતીગએલી નથી. આપણે ઉઠયા તો સારૂં થયું. પણ ચાલો આજે પૂર્ણ પૂનેમ છે દંતધાવન કરી સ્નાન કરી સરસ્વતી દેવીની પૂજા કરી તથા ક્ષત્રીના ધર્મની ક્રીયા કરી આપણે ચાલીએ. બંને મિત્રો સ્નાન કરી પિતાંબર પેહેરી સૂવર્ણના પાટલાપર બેઠા. આ વખતે રત્નસિંહ મોટા હર્ષમાં મિત્ર સાથે બોલ્યો અહો! મિત્ર! આજે મારા દીલ વિશે હર્ષ જરા પણ માતો નથી કારણ કે સરસ્વતી દેવીની પૂજાથી હું કેવળ અજાણ હતો આ વિશે કાંઈ વર્ણન હું અત્યારે કરતો નથી. પણ આપણે પૂજા શરૂ કરો! બંને મિત્રો એ સરસ્વતી દેવીને નિર્મળ સરજુના જળથી સ્નાન કરાવી સૂવર્ણની તાસકમાં મૂકી કુમ કુમ કેશર અરચા કરી પુષ્પો ચડાવી નીવેદ મૂકી દીવા પ્રગટ કરી કપૂરથી આરતી કરવા માંડી આ વખતે દીવાનું તેજ જવાળાની જોત્ત માફક થઇ રહેલું હતું પ્રસાદ લઈ રાણી વાસ્તે મૂકી સર્વ દેવને નમન કરી બંને મિત્રો વસ્ત્ર પેહેરવાને પૂજામાંથી ઉઠયા

તેવામાં રાણી સબળો અરણ્યનો પોશાક પેહેરી રાજા પાસે આવી પહોંચ્યા.

રાજાને નમન કરી, બંને મિત્રોને પ્રસાદ આપવા લાગ્યા ને કહ્યું આજે મેં મધ રાત્રી વીત્યા પછી સરસ્વતી દેવીની પૂજા કરી સર્વ દેવને ધરાવેલો પ્રસાદ આ છે. રાજા મહા હર્ષ પામ્યા. ને કહ્યું અમે પણ આજે તમારા પ્રમાણમાં કરેલું છે. પેલો પ્રસાદ તમારે માટે મૂકેલો છે. રાણીએ રાજાની આજ્ઞા પ્રમાણે લીધો. હવે બંને મિત્રો ઘોડાવાળાને ઘોડા તૈયાર કરવાને કહી પોતે અરણ્યનો પોશાક પેહેરવા લાગ્યા.



## અરણ્યનો પોશાક.

કસકસી કચ્છ માર્યા કે જે કચ્છ તેનું મરદાંગી શરીર શોભાવતું હતું જરકસી જામો પેહેરેલો દેખી સૂર્ય ઝાંખો થવા લાગ્યો માથે પાઘ કે જે પાઘના તોરા દેખી મોર પોતાની કલગી પીંખવા લાગ્યો. કમરપટાથી કેડ એવી કસીને બાંધી હતી કે તેની કેડ દેખી ચીતો શરમાવવા લાગ્યો. શમશેર તેના અર્ધ અંગનું રક્ષણ કરતી ઢળકતી કટીપર રહી ગઈ હતી. ઢાલ કે જેવી રીતે રૂપવાન માણસના મુખારબીંદ ઉપર તલ જેવી શોભા આપેછે. અને રૂપનું રક્ષણ દ્રષ્ટીથી કરેછે તેવી રીતે રત્નસિંહના શરીરનું તેમ તેજનું રક્ષણ ઢાલ કરતી હતી. કંઠ ઉપર મોતીની માળ જેમ આકાશમાં ખુલ્લી રાતમાં તારા ચમકારા મારેછે. તેમ મારી રહી હતી બરડા

પ્રાછળ ભાથામાં બાણે જાણે આગીઆ રાત્રીમાં ચમકારા કરી રહેછે. તેમ કરી રહ્યાં હતાં. હસ્થમાં ધનુષ્ય વિક્રાળ શેશ નાગની ફણાની માફક રહેલું હતું. જેમ શેરને દેખી શીઆળીઆં વીગેરે પ્રાણીઓ નાસી જાયછે. તેમ સત્ય પ્રીતીના મનુષ્યથી દુષ્ટ માણુસ કંપવા લાગ્યા. આટલા વખતમાં રેવંતવાળો રેવંત તૈયાર કરી રાજા પાસે લાવ્યો. રાજા, રાણી, મિત્ર, ત્રણે સર્વે દેવને નમસ્કાર કરી, ત્રણે રેવંતપર સ્વાર થયા કોઇપણ મનુષ્યના લીધા સીવાય ત્રણે જણ નગ્ર બહાર નીકળી અરણ્યનો માર્ગ લીધો. ચાલતાં થોડે દુર ગયાં તેવામાં ગુણવંતસિંહનો રેવંત પાછળ પડવાથી રત્નસિંહે કહ્યું ભાઈ તમે શા વિચારમાં પડ્યાછો ગુણવંતસિંહે રાણી સામુ જોઈ કાંઈ પણ બોલ્યા નહિ. આથી રત્નસિંહ સર્વ વૃતાંત સમજી ગયા ને રાણી સાથે બોલ્યા. કે હે પ્રીય તમે ઘોડાપર બેસવા કુશળછો ? રાણીએ કહ્યું. તે હું કહી શકતી નથી. પણ તમે વિચાર કરો કે આપણે વાતમાં ચાર ગાઉ નીકળી આવ્યા. હજુ અરણ્યતો દુર છે તેથી આવા વિચાર કરવા છોડીદઈ જે તરફ જવું હોય તે તરફ ઘોડાને ફેંકો. રાણીના આવા શબ્દ સાંભળી બંને મિત્રો અતિ હર્ષ પામ્યા. રાજાએ ગુણવંતસિંહને કહ્યું કે ભાઈ કઈ દીશા તરફ જવાનો વિચાર છે. ગુણવંતસિંહે કહ્યું. મારો વિચાર અહિથી પૂર્વ દીશા તરફ ચંપાનું મહા ઘાડુ અરણ્યછે કે જે અરણ્ય આપણી આંખને તેમ દીલને એવો સંતોષ પમાડશે કે કાંઈ હદ નહિ.

: ગુણવંતસિંહના આવા શબ્દ સાંભળી હર્ષ પામ્યા ને કહ્યું

ભાઇ તમે મેં જે ધાર્યું હતું તેજ તમે કહ્યું આથી તમે કોઇ પણ ગુણથી અજાણ્યાં નથી. હું તમને સર્વ ગુણસંપન કહું તોપણ ચાલે મોટા હર્ષથી ત્રણ જણના ઘોડા એક સીધી લાઇનમાં ચાલતાં હતાં. વરસાઋતુ હોવાને લીધે પૃથ્વીપર ઘાસની લીલી પીછોડી પથરાઈ હતી. વાડ ઉપર અને ઝાડો ઉપર ચઢેલ. વેલા એક નવીન વસ્ત્ર તરીકે રહ્યા હતા. નાના, ખાબોચી-આ નીર્મળ જળથી ભરેલાં હતાં. કે જેમાં મેડક ડેંકાર શબ્દથી અરણ્યને ગજવી મૂક્યું હતું. કોયલ, પપૈયા, મોર, સારસ, પોતાના મધુર સ્વરથી સર્વ વનને સોભાવતાં હતાં. આ સઘળી વન લીલાપર સૂર્યદેવ પોતાની સૂનેરી પીછોડી પાથરવા લાગ્યા હતા. આવા અરણ્યમાં ત્રણેના ઘોડા મહા જોરથી ચંપના ઘાડા જંગલભણી ધસ્યા જાય છે. ચંપાનું ઘાડુ જંગલ માલમ પડવાથી ત્રણની સત્ય પ્રીતીના નેત્રને ઠંડક આપવા લાગ્યું. આ અરણ્યમાં મધુર પક્ષીના સ્વર શીવાય બીજુ પક્ષી માલમ પડતું નહોતું. ઉગેલા વૃક્ષોપર પુષ્પો પોતાની પાંખરૂપી કળીને પૂર્ણ રીતે પ્રફુલીત કરી હતી સૂર્યનું ઝાંખુ તેજ ખીલેલા પૂષ્પોને જાણે ઝાડપર સોનેરી પીછોડી ઓરાડેલી ન હોય તેવું દેખાતું હતું. આથી ચંદ્રીકા ઘણું હર્ષ પામી બોલી ઉઠયાં કે હે ! પ્રાણનાથ—સર્વ મનુષ્ય હાથથી સર્વ કામ કરેછે પણ તમે સર્વ ગુણ સંપનછો તેથી મારી એટલી અર્જ છે કે આ ખીલેલા પુષ્પને તમે તમારા બાણથી ઊડાવો રાણીના આવા શબ્દ સાંભતાં રત્નસિંહે સરસ્વતી દેવીનું સ્મરણ કરી બાણ ચડાવ્યું. જ્યાં બાંણ છુટયું કે તુરત પુષ્પ નીચે પડ્યું રાણી તે પુષ્પ પોત્તાની પાસે

રાખી ને આગળ વધી એક જોરાવર ટેકરીપર તેઓ આવી પહોંચ્યા. તેવામાં તેમની નજરે એક સરોવર માલમ પડયું આથી ધણો હર્ષ પામી સરોવર તરફ જવાને શાંતથી ટેકરીપરથી ઉતરી સરોવરપર જઈ પહોંચ્યાં- રત્નસિંહે ચંદ્રિકાને કહ્યું હે પ્રીયા તમને ધણો શ્રમ પડયો માટે આપણે ત્રણે કેટલોક વખત આ સ્થળે આરામ લઈએ વળી આ સરોવર કમળના પુષ્પથી ભરપૂર છે. જળ નીર્મળ છે. તેથી મોટા મૃગ જળપાન કરવા આવતા હશે. માટે કેટલોક વખત આ સ્થળે ગાળો. ઘોડેથી ઉતરી ઘોડાને મજબુત વૃક્ષ સાથે બાંધી ત્રણે સરોવર તટપર સાંત રીતે બેઠા. થોડીવારે રત્નસિંહ ગુણવંતસિંહ તરફ જોઈ કહેવા લાગ્યા કે હે મિત્ર તમે બાળપણથી તરવામાં અતિ કુશળ છો માટે મને આ સ્થળે તે વિદ્યા બતાવવાનો સમય સારો છે. રાજાના આ શબ્દ સાંભળતાં મિત્ર સર્વ પોશાક ઉતારી કચ્છ મારી કહ્યું મિત્ર હું મારી જે વિદ્યા છે તે તમને બતાવું તેપર ધ્યાન રાખો પછી હું તમને સાંતપણે શીખવું. રત્નસિંહ પાળ ઉપર કચ્છ મારી ઉભાછે, ગુણવંતસિંહ પાણીમાં તરેછે, ચંદ્રિકા તટપર બેઠા સર્વ બનાવ જોયા કરેછે. ગુણવંતસિંહ તરી કીનારાપર આવી રત્નસિંહપ્રતે બોલ્યો ચાલો હું બતાવું. તે વખતે રત્નસિંહે કહ્યું. મિત્ર લાવો હવે હું તરૂં. ગુણવંતસિંહ મોં મલકાવી કહ્યું. વાહ ! શું એતો જમીનપર નો ખેલ દીઠો? કે જેમ કરીએ તેમ થાય. એતો જળ દેવતા તુર્ત નીચે બેસાડે. આ શબ્દ રાજાએ સાંભળતા કહ્યું તમે છોને ગુણવંતસિંહ બોલ્યા. મિત્ર, તમે એમ ધારોછો કે કોઈ

હાથે કરી કાજળનો ચાંલ્લો કરશે? આ શબ્દ રાજા સાંભળતાં ઘણાજ વિસ્મય થયા. બંને મિત્રો સત્ય પ્રીતિના સરોવરમાં હસ્થ પકડી તરાવવા લાગ્યા. સારી રીતે આવડ્યા બાદ રત્નસિંહ બોલ્યા મિત્ર આપણે હવે પેલું કમળનું પુષ્પ લઈ આવીએ બંને મિત્રો સાથે તરવા લાગ્યા.

આ વખતે રત્નસિંહ થાકથી પાણી તળે બેસવાની તૈયારીમાં હતા ગુણવંતસિંહ તેમને પોતાની છાતીપર બેસાડી કીનારાપર લાવી શાંત પાડ્યા. શાંત થયા પછી રત્નસિંહ એકદમ બોલીઉઠ્યા કે હે મારા પ્રાણદાન આ સમયપર તું નહોત તો મારી સી વલે થાત. તેં મને લાખ રૂપીઆ ખર્ચ કરતા. આ વિદ્યા આટલી થોડી મુદતમાં કોઈ શીખવી શકે નહિ તે શીખવી માટે મારા ગુરૂ આ તારો બદલો હું ક્યારે વાળી શકીશ? ઇશ્વર પાસે સ્તુતી કરી માગુછું કે હે પ્રભુ તું મને તેમ મારા મિત્રને જરાપણ વિખુટા કરીશ નહિ. આવી રીતે બે મિત્રો વાત કરી રહેલાછે. ચંદ્રિકા મહા વીચારમાં પડ્યાછે. આ વખતે ચંદ્રિકાનું પરીપૂર્ણ ધ્યાન એક હારમાં ઉગેલા કમળના પુષ્પપર હતું. આથી ગુણવંતસિહને લાગ્યું કે રાણીની પરિપૂર્ણ ઇચ્છા કમળના પુષ્પપર છે. આવી રીતે ખાત્રી થવાથી પોતાના હાથમાં ધનુષ્ય બાણ લઈ નમન કરી ચાંપ ચઢાવી એક સપાટાથી ત્રણે પુષ્પ જળની સાથે કર્યાં. તતકાળ ધનુષ્યને નમન કરી કીનારાપર મૂકી પોતે જળને વિશે ગયા આ દેખાવ ચંદ્રિકા જોઈ ઘણોજ હર્ષ પામ્યા, ગુણવંતસિંહ ત્રણ પૂષ્પ લઈ ચંદ્રિકાને આપ્યાં. ચંદ્રિકા પોતાના હસ્થમાં લઈ ઘણોજ હર્ષ પામ્યાં ને કહેવા

લાગ્યાં કે, બંને મિત્રોને ઘણો શ્રમ પડ્યો માટે હવે વસ્ત્ર ઉતારી કોરાં પેહેરો. રાણીએ કોરાં વસ્ત્ર આપ્યાં. બંને મિત્રો કોરાં વસ્ત્ર પેહેરી પૂર્ણ રીતે સાવધ થયા. ચંદ્રિકાએ બીનું વસ્ત્ર બંને મિત્રોને માંથેથી ઉતારી ઘોડાને માંથે ઉતારો બંનેનાં વસ્ત્ર જળમાં નાંખી દઈ સ્તુતી કરી કહ્યું—હે જળદેવ મારા પ્રાણના પ્યારા જ્યારે કોઈ વખત જળમાં જંપલાવે તો તેનું તમે રક્ષણ કરજો, આટલું કહી, બે મિત્રો બેઠા હતા ત્યાં આવી ચંદ્રિકા બેઠાં આ સમયે ચંદ્રિકાએ પોતાની પાસે કેટલું ખાવાનું હતું તે કહાડયું બંને મિત્રો આ દેખાવ જોઇ મહા વિચારમાં પડ્યા આથી ચંદ્રિકા બોલ્યા કેમ બંને મિત્રો શા વિચારમાં પડ્યા. થોડું જળ દેવતાને અર્પણ કરી બંને મિત્રો આરોગો. રત્નસિંહ બોલ્યા જો તમારૂં મન તેમછે તો તેમજ કરીશું પણ તમે પણ અમારી સાથે પ્રસાદ કરો રાણીએ કહ્યું શુરવીર પુરૂષની તેમ પ્રતીવ્રતા સ્ત્રીનો ધર્મતો એ છે કે પતીની પછી દરેક કાર્ય કરવાનું છે માટે મારો પણ તેવોજ ધર્મછે—રાણીના આ શબ્દથી બંને મિત્રો હર્ષ પામ્યા થોડો ભાગ જળ દેવતાને માટે, થોડો ઘોડાને માટે કહાડી, પોતે આરોગવા લાગ્યા બાદ જળપાન કરવાને સરોવર તટે જઈ જળપાન કરી પોતાને સ્થળે આવ્યા ચંદ્રિકા પોતાની પાસેથી બીડી કહાડી બંને મિત્રોને આપી. પોતે પ્રસાદ લેવા બેઠા. પ્રસાદ લીધા પછી શાંત મનથી ત્રણે બેઠા અરસપરસમાં પ્યારની વાતો થઈ રહેલી હતી. આગળ ચાલવાનો ઈરાદો કરતા હતા. આ વખત વર્ષારૂતુનો હોવાને લીધે મંદ મંદ પવન વાવા લાગ્યો. સરોવરનું પાણી જોકાપર

ચડયું હતું. સાયંકાળ પડવાની તૈયારી હતી તેથી કમળના પુષ્પ બીડાવવા લાગ્યાં પાસેના ખાડામાં ઉગેલી પોરણીઓ પોતાનું બાલ્યપણ ખીલવવા લાગી આવેના જંગલોમાં વિકાળ પ્રાણીઓના અવાજથી નબળા માણસ હીમત ધરી શકતા નહીં. આવા ધાડા જંગલમાં ત્રણે બેઠા હતા. આગળ ચાલવાના ઈરાદાથી ઘોડાને સારી રીતે તૈયાર કરી બેસવાની તૈયારી કરે છે તેવામાં મહા સુસોભીત મૃગ જળપાન કરવાને આવતો જોઈ ચંદ્રિકા બોલી.—

વાહ ! પેલો શું ખુબસુરત મૃગ આવે છે. જોતાંજ ત્રણે ઘોડાપર સ્વાર થઈ તેની પાછળ પડ્યા. મૃગ જેમ જોરથી નાસે છે. તેમ તેની પાછળ ત્રણેના ઘોડા પણ ઘણાજ જોરથી દોડ્યા જાય છે જેવી રીતે બાજ પક્ષી સસલા ઉપર પડે છે સાર્દુલ હસ્થિ પાછળ પડે છે. અને કેશરી જેમ મૃગ પાછળ પડેછે તેવી રીતે ઘોડા મૃગની પાછળ પડ્યા હતા, આખરે ત્રણેનાં તીર વાગવાથી તે તુરત જમીનપર પડ્યો, તેની પાસે એક રૂષિનો આશ્રમ હતો, અને તે તેનો પાળેલો મૃગ હતો. આથી મહા ક્રોધયમાન થઈ, ત્રણને શ્રાપ દીધો કે જાવ તમને ત્રણને અતિ કષ્ટ પડો ત્રણે જણે રૂષિના કહેલા શબ્દપર કાંઈપણ દરકાર ન કરતાં રાજ્ય તેમ જોબનના જોરથી અંધ બની તેઓ આગળ વધ્યા. કાંઈ પણ દીશા સુજતી નથી. અંધકાર સીવાય બીજી કાંઈ પણ ચીજ માલમ પડતી નથી. વરસાદની ગર્જના થવા લાગી ત્રણે અતિ ગભરાટમાં પડ્યા, શું કરવું તેનું તેમને ભાન રહેલું નથી. પાસેના જંગલમાં મહા વિકાળ પ્રાણીઓના ઘુઘવાટાનો અવાજ સંભળાતો હતો.

તેઓને ડર લાગવા માંડ્યો, પણ દીલવિશે હીમત ધરી આગળ ચાલ્યા જાય છે. તેટલામાં તેમના દીલમાં વીચાર ઉત્પન્ન થયો કે ઘોડા થાકી ગયા છે. માટે આ સ્થળ ઠીક છે અહીં થોડીવાર આરામ લઈ ચાલીએ. ત્રણે ઘોડેથી ઉત્તરી પાસે એક મજબુત વૃક્ષ હતું ત્યાં ઘોડાને બાંધ્યા. ત્રણે થાકથી સુઈ ગયા, થોડીવાર સુતા તેવામાં પાસેની ગુફામાંથી મોટો વાઘ નીકળી આવી બાંધેલા ઘોડાને ફાડી ખાવાને તેની ગરદન પકડી. ઘોડા મહા તોફાન કરવા લાગ્યા તેમાંના બે નાશી ગયા. તેવામાં ત્રણે જાગ્યા ત્રણેજણે વાઘ ઉપર તત્તકાળ બાણની વૃષ્ટી કરી,વાઘ ઘોડાને છોડતો નથી પણ બાણ વાગવાથી વરસાદની ગરજનાની માફક વાઘ બરાડા પાડવા લાગ્યો. આખરે એકી સાથે ત્રણેના બાણ વાગવાથી તે મૂર્છીત થઈ પડ્યો ત્રણે જણ આ રીતે ઘોડા વિના થઈ પડ્યા. રાજ્ય ક્યાંછે તેની સરત નથી. પેદલથી ચાલવાનો સમય આવ્યો, આ સમયે તેમની દશા કેવી હતી તેનો તમે મારા પ્રીય વાંચનાર સહેજ વીચાર કરી શકશો, વળી રૂતુ પણ ચાતુર માસની હતી. આવી રીતે આખી રાત ગુજારી રસ્તો સારો તો ક્યાંથીજ હોય, તેમના સુભાગ્યે તે દીવસે સૂર્યદેવ ઉદીત થઈ બાલ્યપણની સુનેરી પીછોડી પૃથ્વીપર ફેલાવી દીધી હતી નાના અને મોટા ઝાડો ઘણા ખુબસુરત દેખાતા હતા, આથી તેઓને જરા કાંઈ પણ સંતોષ પ્રાપ્ત થયો. આવી રીતે ત્રણે જણ ચાલ્યા જતા હતા. પણ તેઓને કોઈ પણ મનુષ્યનો સમાગમ થતો હોતો અર્ણમાં ક્ષુધાનો ઉપાય સોધવાનો પ્રયત્ન કર્યો, પણ તે નીશફળ ગયો. આમથી આમ ત્રણે

અથડાઇને એક ઝાડી પાસે બેઠા. થોડીવાર આરામ લઇ પાછું ચાલવાનું શરૂ કર્યું એક કીચડનો એવો જબરો ખાડો આવ્યો કે તેમાં બંને મિત્રોના કંટકમરદ રહી ગયા, મહા મુશ્કેલીથી ત્રણે નીકળી વિચાર કરવા લાગ્યા કે હવે ત્રણે સરખા થયા, ત્રણે ખુલે પગે ચાલ્યા જાતા હતા. રાત્રી પડવા લાગી જંગલી પ્રાણીઓના અવાજથી ત્રણનું શરીર કાપવા લાગ્યું, વાઘ, સિંહ પોતાની બોલમાં ઘુઘવાટા કરી રહ્યા હતા. કે જાણે વરસાદ ગાજી રહેલો નહોય; ચિતા અને બીજા પ્રાણી મહા ત્રાસકારક પોકાર કરી રહેલા હતા સાપ પોતાના રાફ્ડામાં ફૂંફાટા મારી રહ્યા હતા કે જેના ફુંફાટાથી જ્વાળા પ્રગટ થાય એવી રીતની ફુંક બહાર નીકળતી હતી, વરૂ, વણીએર, શીયાળ, એમની બૂમથી નાનાં પ્રાણીનો અવાજ જરા પણ સંભળાતો નહોતો, આવા ઘાડા જંગલમાં તેમણે છાતી ને વજ્ર સમ કરી, કાંઈ પણ ડર ન રાખતાં આખી રાત ગુજારી, ત્રણ કડાકા થઈ ગયા હતા. પ્રાતઃકાળ થતાં ત્રણે પાછા આખા જંગલમાં ભટકયા મહા દુઃખ સહન કરતાં ત્રણે જણ ઉઘાડે પગે ચાલ્યા જાય છે.

આવી રીતે સત્ય પ્રીતિમાં ઘાયલ થયેલા ત્રણે સંકટો વેઠતા ચાલ્યા જાય છે. દુઃખ ઉપર દુઃખ પડવા લાગ્યા. રાજ્ય કયાં તેનું ભાન ભૂલી ગયા હતા.

આવી રીતે ત્રણે ચાલ્યા જતા હતા. સૂર્ય દેવ પોતાની નવી દુનિઆમાં જવાની તૈયારીમાં હતા. વરસારૂતુ હોવાને લીધે, તથા સાયંકાળ પડવાને લીધે કોઈ પણ દિશા માલમ પડતી નહીં જંગલી પ્રાણીઓના ડરને લીધે ત્રણે ઘણીજ ઝડપથી ચાલતા

લાગ્યા.તેવામાં ધાસમાં પડેલા સાપ ચંદ્રિકાની લાલચોળ પાનીએ સાંત રીતે ડસ્યો. ડસતાની સાથે ચંદ્રિકા "ઓ રામ" આ શબ્દથી ધરણી ઢળવા જાય પછે તેવામાં ગુણવંતસિંહ તેમને જાલી લઈ રત્નસિંહને કહેવા લાગ્યા, ભાઈ એમને કાંઈ ઝેરી જનાવર કરડેલું હોય તેવું માલમ પડેછે માટે તમે એમને સાંતપણે બેસાડો શું કરડ્યું છે તેની તપાસ કરૂં જોતાંજ સાપ માલમ પડ્યો એકદમ રત્નસિંહ પાસે આવી કહ્યું મિત્ર તમે એમને ટટાર કરી બેસાડો હું અહીંઆથી પાણી લાવું છું એમ કહી ગુણવંતસિહ પાણી લેવા ગયા. હવે રત્નસિંહ ચંદ્રિકાને ટટાર બેસાડી પોતાની કેડેથી જરકસી પટકો છોડી વા નાંખવા લાગ્યા. આંખમાંથી આંસુ ચોધાર ચાલ્યા જાતા હતા કે જાણે શ્રાવણ અને ભાદરવો માસ બેઠો ન હોય કાંઈ સરીરનું ભાન રહેલું નહોતું. મૂખથી બોલે છે કે હે પ્રીય તારી શું આ વલે. તે કોઈ પણ દીવસ જમીન, ટાઢ, તાપ કાંઈ દીઠેલું નહીં તારા પલંગ, બગીચા, સૈયરો હતા, તે મૂકીને આ જમીનપર સૂવું તને કેમ ગમેછે. તારા પીતાને ત્યાં તને ઠોકર લાગતી તો ખમા ખમા શબ્દ બોલે તેની શું આવલે, આવા શબ્દ બોલતા, મિત્રોની વાટ જોતા. પવન નાંખતા હતા. અને રૂદનની તો મારા વહાલા વાંચનાર મિત્ર શી વાત કહું. કે જેથી મારૂં હૈયું ભરાઈ આવીને કલમ અટકે છે- મિત્રો સત્ય પ્રીતિમાં દુઃખ અનેસુખ રહેલુંછે, તમે આ એક સત્ય પ્રીતિનો સાગર જુઓ? કે કેવા પ્રકારે દુઃખ સહન કરે છે. તમે જેમ વાંચશો તેમ માલમ પડશે.

હવે ગુણવંતસિંહ કે જે પાણી લેવા ગયા હતા તે એક ઝાડનું પાંદડું તોડવા ગયા ત્યાં કોઈ માખી બેઠેલી હતી. તે અચાનક કરડવાથી મૂર્છીત થઈ પડયા હતા. જુઓ મિત્રો સત્ય પ્રીતિના દુઃખનો ચિતાર, થોડી વારે શાંત થઈ, ઘણીજ ઝડપથી ઉઠી પાણી લઈ મિત્ર તરફ દોડયા મિત્રને રોતા જોઈ બોલ્યા. વાહ! શું હીમતહારી જાવછો? સાંત થાવ. હીમત પકડો? હું થોડી વારમાં સાજા કરૂંછું, રતસિંહ નેત્રપર પાણી છાંટવા લાગ્યા ગુણુવંતસિંહ પાનીપર ચડેલુ ઝેર ચૂસવા લાગ્યા હતા. ચૂસતાં ચૂસતાં ઘણુા ભાગનું ચૂસાઈ ગયું ત્યારે રાણીને કાંઈ ભાન આવ્યુ. સારી રીતે ભાન આવવાથી મોઢેથી સાંત રીતે પાણી માગ્યું. પાણી પીધાથી સર્વે સારૂ થયું. પોતાના પતિને નમન કરી ગુણુવંતસિંહને નમવા જાય છે તે વખતે તે બોલ્યો હે ચંદ્રિકા તું મારી બેન સમાન છે માટે મારી જે ફરજો છે તે હું મારા દેહને વિષે જ્યાં સુધી પ્રાણુ રહેશે ત્યાં સુધી બજાવીશ. થોડીવાર બેઠા પછી ત્રણે પાછા ત્યાંથી ચાલવા લાગ્યા. ચાલતાં રાત્રી પડી આખા અરણ્યમાં અંધકારની પીછોડી પથરાવા લાગી. આથી ગુણુવંતસિંહ બોલ્યા મિત્ર આપણુને દુઃખ પડવામાં કાંઈ બાકી રહેલું નથી માટે હવે આપણે આગળ ન ચાલતાં કોઈ સારૂ વૃક્ષ હોય તેનાપર નિરભયપણે રાત્રી ગુજારીએ. આવા ઇરાદાથી ત્રણે ઝાડ જુવેછે તેવામાં રત્નસિંહની નજરપર થોડે દુર સુંદર તેમ ઘટાદાર ઝાડ માલમ પડયું. તેથી તેની તરફ ચાલ્યા. દરેકજણુ ધીરજથી પગલું ભરતાં તેમ ઘણોજ વિચાર કરતા હતા. ચાલતાં ઝાડ પાસે આવી પહોંચ્યા. ચારે

દીશાએ જોઈ તેઓ ઝાડપર ચઢવાને ફચ્છ મારવા લાગ્યા ત્રણેના કોમળ શરીર તેથી મહા મુશ્કેલાઈથી ઉપર ચડ્યા રત્નસિંત તથા ગુણવંતસિંત ચંદ્રિકાનો હાથ પકડી હીમત આપી ધીરે ધીરે પોતાની ધારેલી ડાળીપર બેઠા ચાલતાં રાણીનું શરીર કેવી રીતે કાંપતું હતું તેનું વર્ણન કરતાં મારી કલમ અટકે છે. આવા સુખી માણસને આવું દુઃખ તેથી મારા નેત્રમાં આંસુ વહેવા લાગ્યાં.ત્રણે જણ સત્યપ્રીતિના ઝાડપર સાંત રીતે બેઠા.ગુણવંતસિંહે પોતાની વિતેલી વાત કહી આથી રત્નસિંહ તથા ચંદ્રિકા ઘણું દુઃખ પામ્યા ત્રણે સાંત રીતે બેઠા છે.

સત્યપ્રીતિ સાગરમાં તરતા કે જે રાજ્ય છોડી અરણ્યમાં ખલ્લે પગે ઘોડા વગર તેમ મહા સંકટો વેઠતા આ સ્થળે બેઠેલા છે જેને હમેશાં ખમા ખમા શબ્દ થઈ રહ્યા હતા તેને જંગલી પ્રાણીઓના અવાજ ખાઊં ખાઊં પોકાર કરી રહ્યા હતા. જેની પાસે નીશાનડંકા વાગી રહ્યા હતા તેનાપર વાઘ અને સિંહ પોતાના ગર્જનારૂપી ડંકાથી તેમને સંતાવવાની જરૂર પડતી જેનાં ચોઘડીયાં વાગી રહ્યાં હતાં કે જે ચોઘડીઆ તેને ખુશ કરતા હતા, તેને ઠેકાણે રાત્રીના સમસમાટરૂપી ચોઘડીઆથી શાંત થઈ બેશી રહેવું પડતું. જેનું ખુલી તરવારથી રક્ષણ થતું હતું તેને બદલે વીજળી તેના ચળકાટરૂપી તલવારના તેજથી ડરાવતી હતી. પાણી માગતાં દસજણ દૂધ લઈ હાજર થતા તેને પાણી મળવું પણ મુમુશ્કેલ થઈ પડતું. એક બૂમ પોકારતાં દસ માણસ હાજર થતાં તેને બદલે એક પ્રાણી આવતું નહીં જેને ભાત ભાતના ભોજન મળતા તેને અપવાસ થવા લાગ્યા. પાન કે જેને

બદલે ગુંદીના ઝાડો અથાગ ઉગેલાં હતાં જેને સુતાં બેસતાં ચાકરો વા નાંખતા તેને બદલે ઝાડની ડાળીઓ હાલવાથી તેમ જંગલના સપાટાનો પવન મળતો. જેઓ પલંગ ઉપર હાથ ઊંચી તળાઈપર સૂતા હતા તે કોઈ વખત જમીનપર કોઈ વખત વનમાં ઉગેલી લીલી વન પીછોડીપર કોઈ વખતપર ઝાડપર આવી રીતે સત્યપ્રીતિમાંલીન થએલા આટલા સંકટો છતાં પોતાની સત્યપ્રીતિ તજતા નથી. આથી હું મારા વહાલા વાંચનાર એમ ધારૂંછું કે આવા સત્યપ્રીતિના મનુષ્યથી એક વખત નદીનું વહેતું પાણી પણ અટકશે. પણ હું લખનાર એટલુંજ કહુંછું કે તેમની સત્યપ્રીતિ સદા રહો. કે જે સત્યપ્રીતિ જોઈ સર્વે મનુષ્ય કરવા ઇચ્છે તેમની જીંદગી હે પરમ કૃપાળુ જગદીશ અમર કરી અને તેમની સર્વે મનકામના પૂર્ણ કર. એટલી મારી સ્તુતી છે.

તેઓ આખી રાત્રી દુઃખ સુખમાં પોતાની બાલ્યપણુની વાતથી ગુજારી આગળ વધવાના ઈરાદાથી તેઓ સાંતથી ઝાડપરથી ઉતરી આગળ ચાલવા લાગ્યા. ત્રણે સત્યપ્રીતિના ધાડા જંગલમાં ચાલ્યા જાય છે ભૂખ લાગવા માંડી તેનો ઉપાય સોધવા લાગ્યા. આ અરણ્યમાં ચાલતા હતા તેમને કાંઈ આનંદ લાગે તેથી સૂર્યદેવે પોતાની સૂનેરી પીછોડી પૃથ્વીપર ઉગેલી લીલી વનસ્પતિપર પાથરી દીધી હતી. ક્ષુધાને માટે તેઓ ઘણી ઝડપથી સામેના અરણ્ય તરફ ચાલ્યા ચાલતાં તેઓ તે અરણ્યમાં પહોંચ્યા. પાસેની વાડપર કાંઈ વનના ફૂળ ઉગેલાં હતાં તે ગુણવંતસિંહે સાંત રીતથી તોડી લીધાં તેવામાં તેમની નજરપર એક સામે આમ્રવૃક્ષ થોડે

દુર માલુમ પડયું ત્યાં જઈ બાણુથી કેટલાંક ફળ તોડી તે વૃક્ષ નીચે ત્રણેજણ ખાવા લાગ્યા. વનના નવપલ્વમાં લઈ તેઓ ખાવા લાગ્યા. આ વખતે મારા પરમસ્નેહી વાંચનાર તમે વિચાર કરો કે જે સૂવર્ણ પાટલાપર બેસનાર સૂવર્ણના થાળમાં ભાત ભાતના ભોજન કરનાર, ચાંદી પાત્રથી જળપાન કરનાર, ભોજન કરતાં જેને વા ઢોળનાર તેવા મનુષ્યને આ વખતે સૂવર્ણ પાટલાને બદલે જમીનપર લીલી પીછોડીપર બેસવું. તે એક મયુર આસનસમ પ્રીય લાગતું હતું. સૂવર્ણ થાળને ભાતભાતના ભોજનને બદલે વનના ફળ જે વનપલ્વમાં મૂકેલા હતા ને સૂવર્ણ થાળ જે સ્વાદ આપતો હતો તેના કરતાં વનપલ્વ તે તેના લીલાપણાથી ફળનો અમૃતસમાન સ્વાદ આપતાં હતાં. વનપલ્વના બનાવેલા પાત્રમાંથી પાણી પીવું તે તેઓને અતિ સ્વાદિષ્ટ લાગતું હતું. ભોજન કરી જરા સાંત થઈ પાછા અરણ્યમાં ફરવા લાગ્યા. લીલી વનસ્પતી શીવાય તેમની નજરમાં કોઈ પણ માણસ માલુમ પડતું નહીં. આમથી તેમ જંગલમાં ફરવા લાગ્યા આવા વખતમાં તેમની નજરપર કોઈ જંગલી જનાવર રસ્તામાં માલુમ પડયું. બંને મિત્રોએ સાથે બાણુ ચડાવી માર્યું વાગતાની સાથે તે જનાવર એવી વીકાળ બૂમ પાડી એવું ઊંચું ઉછળી જમીન પર પડયું કે મિત્રો શું જેનું હું વર્ણન કરૂં, પણ આથી ચદ્રિકા કે જાતે અબળા છતાંપણ જરા મનમાં ડરી હોય તેવો આભાસ પણ માલમ પડયો નહીં. અહીંથી પાછા તેઓ આગળ વધ્યા.

ચાલતા તેઓની નજરે એક મૃગનું ટોળુ માલમ પડયું.

ત્રણુ જણુ મોટા હર્ષથી તેમની પાછળ પડ્યા. બાણુની વૃ-ષ્ટાથી તેમને રામસરણુ કર્યા. આવો શીકાર મળવાથી ત્રણેને ઘણો હર્ષ પ્રાપ્ત થયો. અને હર્ષમાં ને હર્ષમાં આગળ ચા-લ્યા. તેવામાં મહા વિકાળ વાઘ જે તેમને ચાલવાનો રસ્તો હતો તેની બાજુપર પડેલો હતો. આવા મહાવિકાળ પ્રા-ણીને જોઈ તેમને કાંઇ ડર લાગવા માંડયો પણ હીમત રૂપી હથીઆરે તરત તેનો નાશ કર્યો. આ વખત રત્નસિંહ તેમ ગુણવંત વિચાર કરવા લાગ્યા કે પ્રીય—ચંદ્રિકાને કોઈ ઝાડપર મૂકી આપણે તેની તરફ જઇએ. તે વખતે ચંદ્રિકા બોલી કે આપણે સદાકાળ સત્યપ્રીતિમાં ગુંથાએલા છીએ તો પછી મને દૂર કરવાને કેમ હીમત ધરોછો . હું ક્ષત્રા-ણીની પુત્રીછું તો હું મારો ધર્મ શું ચૂકીશ! તમે બંને મિત્રો બાણુથી શીકાર કરવાને ઇચ્છો છો તો મને આપની શમ-શેર આપો. બંને મિત્રો ચંદ્રિકાના બોલપરથી પોતાની શ-મશેર આપી. બાણુ ચડાવી વાઘ તરફ ચાલ્યા. આ વખતે પ્રથમ બાણુ રત્નસિંહે માર્યું. વાગતાની સાથે વાઘ વરસાદની ગર્જના માફક અવાજ કરતો તેની તરફ આવ્યો તેવું બીજુ બાણુ ગુણવંતે માર્યું. આ બે રાજકુંમારની વચમાં ચંદ્રિકા તલવાર લઈ દેવીની માફક ઘુમતી, કેવી રીતે વાઘ ઉપર જાયછે.



# चंद्रिकानी बहादुराई सत्यप्रीति माटे.

## घनाअक्षरी कवित.

रत्नसिंह ओ चंद्रिका, प्रित सुख भोगता,
महा अर्ण विशे हता, के केशरी पधारि हे.
सो दोने बिचसे उचक, झपट चली लचकलचक,
गया हे केशरी अचक, सो आयो नागकालीहे.
चंद्रिका के खडग हाथ, सिंगार झपट जात,
नेन बाण साध के, कामनि सीधारि हे.
कहे कवि बैजनाथ, देखो एक गुड बात,
सिंगपर नागनीने, दामनी को मारी हे.



વાઘ ઘણોજ ઘાયલ થએલો તેથી એકદમ જમીનપરથી ઉઠી ગુણવંત તરફ દોડ્યો. તેવામાં ચંદ્રિકા પોતાની શમશેર લઇ વચમાં પડી વાઘના બે ટૂકડા કરી નાંખ્યા. આ વખતે સત્યપ્રીતીનું ખરેખરૂં પ્રાક્રમ બતાવી ગુણવંતનો જીવ બચાવ્યો. આવી ચંદ્રિકાની બહાદુરી જોઈ બંને મિત્રો ઘણોજ હર્ષ પામ્યા. ચંદ્રિકાએ પોતાની શમશેર મ્યાન કરી બંને મિત્રો ગમતથી બેઠા હતા તેવામાં ગુણવં-

તના પગમાંથી લોહી નીકળતું ચંદ્રિકાની નજરે પડવાથી એકદમ પોતાની સાડી ફાડી, સાડી ફાડવાથી બંને મિત્રો દીંગમુડ જેવા થઈ ગયા કારણ તેમને માલમ નહોતુ. સાડીનો કકડો લઈ લુચ્છવા માડયું અંતે જોવા લાગ્યા. તમાંમ લોહી લુચ્છી નાંખી બીજા કકડાથી પાટો જોરથી બાંધી થોડી વાર આરામ લેવાને તે સ્થળે બેઠા. તે સ્થળે ગુણવંતના મુખમાંથી એ શબ્દ નીકળ્યો કે હે બેન ચંદ્રિકા આ સ્થળે તમે ન હોતતો નિશ્ચય મારો પ્રાણ જાત. આ શબ્દ ચંદ્રિકાએ સાંભળી કહ્યું. કે મારો અને મારો જે ધર્મ છે તે સદા અરસપરસ બજાવવો જોઈએ. તેમાં કાંઈ પણ જુદાઈ નથી. પણ સઘળો વખત આ સ્થળે ગાળવા એ જોખમ ભરેલું છે બંને મિત્રોને તે વ્યાજબી લાગવાથી ત્યાંથી ઉઠી આગળ ચાલ્યા. રાત્રી પોતાના અંધકાર તથા સમસમાટથી મનને ડરાવતી હતી. વાઘ અને બીજા પ્રાણી શીવાય કોઈ મનુષ્યનો અવાજ માલમ પડતો નહોતો ચંદ્ર વાદળમાં ઢંકાએલો હતો. વીજળી તલવારની માફક ચમકારા કરી રહી હતી. આવા ત્રાસકારક જંગલમાં ત્રણે પોતાની છાતીને વજ્ર સમ કરી ચાલતા હતા. ચાલતા ઇશ્વરી મેહેરબાનીથી તેઓની નજરે એક ઝુંપડું માલમ પડયું. જેવી રીતે વંઝા સ્ત્રીને પુત્ર પ્રસવ થવાથી જેવો હર્ષ થાય છે તેવી રીતે તેઓને થયો હર્ષથી ત્રણે ઝુંપડામાં જઈ બેઠા. જે ઝુંપડાનો દેખાવ જેમ રાજમેહેલમાં છજાં,જરૂખાં આવી રહેલાં હોય તેવી રીતે ઝુંપડાને વિશે ચારે બાજુ નજર થાય તેવી રીતમાં ચાર ખુલા. દરવાજા કરેલા હતા. મોટા સ્થંભને બદલે અરણ્યના

ચાર દંડા ચાર ખૂણામાં દાટેલા હતા. ચંદનીને બદલે અરણ્યના પાંદડાં જોઇએ તેટલા છાવી દીધા હતાં. હાંડીઓ તકતાને બદલે છાવેલા પાંદડાં લટકતાં હતાં. મારા મિત્રો તમે વિચારો કે જે મનુષ્ય રાજ્ય મેહેલમાં રહેનાર તે આવી ઝુંપડી જોઈ મહા હર્ષમાં પડયા તો તે ઉપર આપણે વિચારો કે સંકટના સમયમાં જે કાંઈ મળે છે તે આપણને અતિ હર્ષ પ્રાપ્ત કરેછે. તેવી રીતે આ ત્રણે હર્ષમાં બેસી રાત્રી ગુજારી હતી.

પ્રથમ ગુણવંતસિંહે—બેન ચંદ્રિકા હું ધારૂ છું કે તમારાથી કોઇ પણ હુંનર બચેલો હોય એવું હું ધારતો નથી. ગુણવંતના આવા શબ્દ સાંભળતા ચંદ્રિકા બોલી, પણ હું શું તમારા બેની સમાન થનાર નથી. પણ જે કાંઈ જુજ જાણુંછું તે તમારા દીઠામાં આવે છે. આવી વાત થઈ રહેલી છે. તેવામાં ઈંદ્રરાજાએ પોતાના નગારા વગાડવા માંડયા. વીજળી ચમકારા કરવા લાગી અને વરસાદના ઝીણાં છાંટા પડવા લાગ્યાં બાદ ઘણાં જોરથી વરસ્યો કે આખા અરણ્યમાં પાણી પાણી થઈ રહ્યું. ત્રણે મિત્રો પણ વરસાદની ઝાપટથી પલર્યા પોતાનાં વસ્ત્ર નીચોવી સુકવવા લાગ્યા. તેવામાં વરસાદ પણ રહેવા લાગ્યો ચંદ્રિએ વાદળાંને ખસેડી નાંખી વરસેલી લીલી પીછોડી ઉપર પોતાની અજવાળાની પીછોડી પાથરી દીધી. આથી ત્રણે મિત્રો ઘણોજ હર્ષ પામ્યા. અને અરસપરસ પોતાના વસ્ત્ર સુકાવવા લાગ્યા. વસ્ત્ર પૂરી રીતે સૂકાયા એટલે પેહેરીને તૈયાર થયા. તેવામાં પ્રાતઃકાળ પણ થયો. પાછા પોતાના નિત્યના કામમાં

ગોઠવાયા. આ ઘાડા જંગલમાં ઝાડની એટલી ઘટા હતી કે સૂર્ય પણ મૂસ્કેલ માલમ પડચો હતો. તેમને ખુસી કરનાર અરણ્યના પ્રાણીઓના અવાજ તેમ લીલી વનસ્પતિ આકાશના ઘનશામ રંગથી પોતાનું અતિ બાલ્ય સૌદર્ય પૃથ્વીના પડપર ફેલાવી દીધું હતું. આ લીલી પીછોડીપર થઈ એક મૃગનું ટોળું જતું ત્રણેના દીઠામાં આવ્યું. મોટા ઉમંગની સાથે તેની પાછળ પડચા. ત્રણે ખુલે પગે મૃગનો શીકાર કરવાની આશામાં ધશેછે. મૃગ જેમ ગલોલમાંથી ગોળો ઉડેછે તેવી રીતે દોડતાં હતાં. પણ આ મહાબાણાવળી, તેથી તેમનું નાસવું નિશફળ થયું. હવે આ ત્રણ સત્યપ્રીતિના મનુષ્યો થાકથી એક સ્થળે આરામ લેવાને થોડી વાર બેઠા. ક્ષુધા લાગવા માંડી તેથી કાંઈ અરણ્યના ફળ તોડી ખાઈ આત્માને આધાર આપ્યો.

ત્રણે મિત્રો કોઈ શહેર તરફ જવાના ઈરાદાથી ત્યાંથી ઉઠચા તે આગળ વધ્યા સુભાગ્યે તેમને એવો રસ્તો મળી ગયો કે તે ઘાડા અરણ્યમાંથી નિકળી પરવતની તળેટીમાં આવી પહોચ્યા આથી તેમને કાંઈ સંતોષ થયો જે ઉંચા પરવતો ને ટેકરા ચઢતા ઉતરતા તથા વાઘ્ર અને બીજા પ્રાણીઓના અવાજથી તેમનું શરીર કાંપતું હતું. પણ આથી તેમના મનને કાંઈ પણ અસર થતી નહોતી. તેમને મોટો હર્ષ એ હતો કે સૂર્યદેવે પોતાની સુંનેરી પીછોડી પૃથ્વીપર પાથરી દીધી હતી તેથી તેઓ જોઈ શકતા પર્વતની અંદર નાનાં મોટાં નદિનાળાં ઓળંગત્તા આખરે વિશાળ મેદાનમાં આવી પડ્યા. આ મેદાનમાં કેટલાક દીવસ ફુ-

ન્હાયા બાદ તેમના દીલમાં વિચાર ઉત્પન્ન થયો કે હવે કોઇ પણ નગ્ર આવશે આવી આશામાં તેઓ આગળ વધ્યા. તેવામાં એક વિશાળ નદિ આવી કે જે નદિનું પાણી ઘણુંજ તોફાની તેમ તેનું સ્વરૂપ એવું દીસતું હતું કે જાણે પાળપર ચાલતાં માણસને ઝડપીલે આ દેખાવ જોઈ ત્રણે મિત્રો મહા વિચારમાં પડ્યા તે વખતે ગુણવંતસિંહે કહ્યું કેમ મિત્ર સરોવરની વિદ્યા પૂર્ણ યાદછે કે નહિ રત્નસિંહે પૂર્ણ ખુશીથી હા કહી. તે વખતે ચંદ્રિકાએ કહ્યું ભાઈ ગુણવંત આ સમયે બચાવનાર તમારા શીવાય બીજું કોઈ નથી. સર્વે જણે વસ્ત્ર ઉતાર્યાં. રત્નસિંહ ગુણવંતની સાથે તરે છે. અને ગુણવંતે ચંદ્રિકાને પોતાની છાતીપર બેસાડી સામેપાર ગયા પોતાના પેહેરેલાં ભીનાં વસ્ત્ર ઉતારી કોરાં પેહેરી થોડીવાર આરામ લઇ આગળ ચાલ્યા. તેવામાં ઈશ્વરનો બનાવ એવો થયો કે મહા અંધકાર થઈ ગયું. વરસાદની ગર્જના થવા લાગી, તેમજ વીજળીના ચમકારા વાદળાંમાંથી એવી રીતે નીકળતા હતા કે જ્વાળામુખી પર્વતમાંથી જાણે અગ્નિ નીકળતી નહોય? આવી સત્યપ્રીતમાં ગરક થએલા મનુષ્ય આથી જરા પણ ડર ન રાખતાં એક ઝાડ નીચે સાંતથી થોડીવાર ઉભા. આ બનાવ બની રહ્યાં પછી તેઓ અંધકારમાં ને અંધકારમાં ચાલ્યા જતા હતા. પાછા તેમના કર્મનશીબે મહા અરણ્ય આવી પહોંચ્યું, કે જે તેઓ ફર્યા તેથી પણ કેવું હતું તે શું વર્ણન કરૂં. આથી તેઓ ન ગભરાતાં ચાલવું એ શીવાય બીજો વિચાર કરતા નથી. આ વિચારની દરમીયાનમાં અતિ સુંદીર રાજ્ય મૃગનું ટોળું મળ્યું

તેથી જુસ્સાની સાથે તેની પાછળ પડ્યા મૃગને પકડવાના ઉમંગથી કોણ કઈ દીશામાં છે. તે સઘળું ભાન ભૂલી જુદી જુદી દિશામાં મૃગની પાછળ પડવાથી સત્યપ્રીતિના વિશઈને વિજોગી બાણ વાગ્યું. પણ આમાંનું દરેકમાંથી કોઇને ભાન રહેલું નહોતું જ્યારે દરેકજણના હાથમાં મૃગ આવ્યો ત્યારે નીચે પ્રમાણે દરેક જણ બોલ્યો.

રત્નસિંહ બોલ્યો પ્રીય! આ મૃગ શું અતિ સુંદર છે! આટલું બોલતાં રાજાએ કાંઈ પણ પ્રતિઉત્તર સાંભળ્યો નહિ ત્યારે મિત્રને બોલાવ્યો તો તે પણ ન બોલ્યો તે સમયે એકદમ રત્નસિંહ અરે ચંદ્રિકા! ઓ ચંદ્રિકા! ઓ મિત્ર! આમ મોટી બુમ પાડી મૂરચ્છીત થયો! આવી રીતે વિખૂટા પડેલા ત્રણે મિત્ર જુદી જુદી દિશામાં મૂરછીત થઈ પડેલાછે.

## વિયોગમાં પડતાં દુઃખો.

સત્ય પ્રીતિમાં ઘાયલ થએલા ત્રણે વિરોને વિયોગી બાણ વાગવાથી જૂદી જૂદી દિશામાં પડેલા હતા. તે મૂરછાથી શુદ્ધિમાં આવી ત્રણે નીચે પ્રમાણે બોલતા ચાલ્યા જતા હતા રત્નસિંહ શુદ્ધિમાં આવી જંગલ તરફ ચાલવા લાગ્યો. મિત્ર તથા સ્ત્રીના વિયોગે કરીને દીવાના જેવો દેખાતો હતો તે ઊંચા ટેકરા તથા પહાડો ઉતરતો, મોટી નદિઓ, તથા જંગલો ઓળંગતો ચાલ્યો જતો હતો. તેવામાં એક મૃગનું ટોળું મળવાથી તેને પૂછવા લાગ્યો! કે મૃગરાજ તમારા નેત્ર સમાન મારી પ્રિયા તમારા ટોળામાં છે? આવા શબ્દ થતાં મૃગ નાશી ગયાં. નીરાશ થઈ આ-

ગળ વધ્યો વધતાંજ એક કેશરી દીઠામાં આવ્યો તેને પૂછવા લાગ્યો કે હે વનના રાજા તમારી કટી સમ મારો મિત્ર તમે જોયો ? આ વખતમાં રત્નસિંહના શરીરનો એવો દેખાવ થયો હતો કે દરેક પ્રાણી તેને જોઈ સંતાવવા લાગ્યાં. કાંઈ ઉત્તર ન મળવાથી પાછું આગળ વધવાનું શરૂ કર્યું. હસ્તિનું ટોળું મળવાથી તેમને પૂછવા લાગ્યો કે તમારી ચાલ સમ મારી પ્રિયા તમારા ટોળામાં છે? આની દર્મ્યાનમાં ચંદ્રનું બાલ્ય સ્વરૂપ દેખાયું; આ મારી પ્રીયા આવી ! આવા વિચારથી મોટી ફલંગો ભરતો તેની પાછળ દોડ્યો પ્રીય વાંચનાર. સત્ય પ્રીતિની ગાંડાઈ જુવો ! વળી અચાનક, કોયલ, પપૈયા, અને બીજા મધુર પ્રાણીઓના શબ્દ સાંભળવામાં આવવાથી. ત્યાં બેસી મિત્ર તથા ચંદ્રિકાને બોલાવવા લાગ્યો. પોકારથી કાંઈ વળ્યું નહીં ત્યારે કેટલાક દિવસ જંગલમાં ભટક્યો બાદ એક નદિ કિનારે આવી પહોંચ્યો કિનારા પર બેસી નીચે પ્રમાણે બોલવા લાગ્યો.

## રત્નસિંહની દીલગીરી.

### (ગજલ રાગકાફી.)

મોહોબત [1]ગમકા દરિયા હે, લગા દેખો જો જી ચાહે
ઉસી [2]ઉલફતા કે હેચેકા, મજા દેખો જોજી ચાહે
લગાયા જીસને દિલકુ, ઓ ઉઠાયા દુઃખ સરપર

---

[1] દુખ, [2] પ્રીતિ.

અગર કુચ ફર્ક ઈસમેં હે, ઉઠા દેખો જોજી ચાહે. મો૦
એગમ [1]રાહત સમજના હે, ઓખ્ખાના ઓર પીનાગમ
જો સ્વાદ ઈસકા ચેનાહો, તો ખા દેખો જોજી ચાહે મો૦
ફીરે હેં બાવલે [2]તનહા, ન ઓ [3]મોહોબ્બત જી પાસ અપના.
જૂદાઈકા [4]સીતમ દીલપર, પડા દે ખો જોજી ચાહે. મો૦
હમ અપની એષ દોલતકુ, નજર કરદી મોહોબતકે
અગર નિસ્ચે નહો તમકુ, તો આ દેખો જી ચાહે મો૦
કરૂં હું યાદ જીસ દમ, [5]ફર્શ [6]ગુલકો [7]ખાર બિસ્તરપર
નહીં બસ નિંદ આતિહે, બીછા દેખો જોજી ચાહે મો૦
કરે હે યાદ હરિહર, જીસ ઘડિ ઉસ [8]સમરૂંપુંકી
જલા જાતા હે જી અપના, જલા દેખો જોજી ચાહે. મો૦

ચંદ્રિકા જે અબળા જાતે તેને વિયોગી બાણે સર્વ ભાન ભૂલાવી દીધું હતું. તે પોતાના પતિ તથા મિત્રના વિયોગે કરીને સર્વ ભાન ભૂલી ગએલી હતી. થાકથી એક ઝાડ તળે બેસી નીચે પ્રમાણે બોલવા લાગી.

## ચંદ્રિકાની દીલગીરી.

### (કુમરી ખમાચની.)

ક્યારે કરૂં નીર [9]દૈદૈયો,
મોરી અચાનક નથી લુંટ લઈ.
જીયા નીકસુસ નહીં,

---

૧ સુખ, ૨ એકલા, ૩ પ્રીય મિત્ર, ૪ જુલમ, ૫ બીછાનું, ૬ પુષ્પ, ૭ કાંટા ૮ દીવાના તેજ સમાન માણસ. ૯ પ્રભુ.

યાર મિલત નહીં મોરી પ્રેમકી દોરી ટૂટ ગઈ ક્યારે
પંથ કુપંથ કછુ નહીં સુજત,
મોરી સુખકી ડગરી[1] છુટ ગઈ. ક્યારે.
રાજપાટ મોરા સબ હરલીનો,
મેરી સંગકી સાહેલી રૂઠ ગઈ. ક્યારે.
દેશ બિદેશ એકિલી જંગલમેં,
હરિહર રૈરત[2] નીસ[3] બિતી ગઈ. ક્યારે.

આવા ચંદ્રિકાના શબ્દ સાંભળતાં. સર્વ વનના ઝાડો સાંત થઈને સાંભળતા નહોય ! તેમજ પોતાના પાંદડાં એક બીજા પાંદડાં સાથે જોડી ઇશ્વરની સ્તુતિ કરતાં ન હોય! તેવું દેખાતું હતું. વળી રાત્રીએ ઝાડપર પડેલું ઝાળ પોતાનો મોતી સમ ચહેરો ફેરવી મોટી દીલગિરી સહીત ઝાડપરથી આંસુ રૂપે ટપકતું હતું. બોરડી અને બીજા કાંટાના ઝાડો નમી નમીને ઈશ્વરની સ્તુતિ કરતાં હતાં કે, હે પ્રભુ આવા સુકોમળ મનુષ્યને કષ્ટ આપનારને કૃપા કરી બતાવો કે તેને અમે આ અમારા કાંટાના બાણથી છેદી નાંખીએ. આવી રીતે આખુ અરેણ્ય પણ દીલગીરીમાં પડ્યું હતું. આથી એમ ધારી શકીએ કે પૃથ્વી, એ પણ પોતાની ગતિથી સ્થિર થઈ હશે.

## ગુણવંતસિંહની દીલગીરી.

(રેખતાની ગજલ.)

ખોયે હુયે મૈં યારકો, ઢૂંઢું કહાં કહાં;

---

૧ રસ્તો. ૨ રાત. ૩ રાત્રી.

ખોટી દશા અમારી હે, ઘૂમુ જ્હાં જ્હાં.
લગતા નહીં પતા હે, અમારે નથીઅકા;
પરદેશમાં *તનહા, મેં જાઉં કહાં કહાં. ખોયે.
પૃથ્વી ફીરા આકાશ ફીરા, ઓર પતા લે;
બ્રમાડ ફીર ચૂકા હું, બતાવું કહાં કહાં. ખોયે.
જંગલ નદી પાખાનમેં, શેહેરોમેં બાગમે;
જોગી જતીકે બીચમેં, દેખું કહાં કહાં. ખોયે.
શંતોશ કરકે બેઠ, હરિહરકે ધ્યાન ધર;
ભગવતકા ચરન, ગ્રહ કે ભટકુ કહાં કહાં. ખોયે.

ગુણવંતસિંહ આવી રીતે બોલતો બેઠો હતો. ચંદ્રનો પ્રકાશ થવાથી તેના સામે જોઇને કહેવા લાગ્યો. કે હે ચંદ્ર તુ સર્વથી ઉંચોછું. માટે તું મારીવતી જોગે કોઈ દિ-શાએ મારો મિત્ર તથા તેની પ્રીયાછે ? હે ધ્રુવ. તેં તારી જગ્યા કદી પણ છોડેલી નથી તો મને મારા મિત્રથી કેમ વીખૂટો કર્યો. અહો ! બ્રેસપતિ મારી અગર મારા મિત્રની બુદ્ધિથી તું કેમ દૂરછું ? અહો ? મંગલ તુ મારા તથા મા-રા મિત્રની દ્રષ્ટીમાં વાસ કેમ નથી કરતો ! અહો ? શુક્રજી રાહકેતથી કેમ મને નથી બચાવતા, કે મારા મિત્ર તથા ચંદ્રિકાનું કઈ ઠેકાણે ગ્રહ કર્યુ છે ? અહો ! શનીશ્વર મારા તથા મારા મિત્રપ્રીયાને પગે કેમ વાસ કર્યો ? અહો ! બુધ તમ ચોથે સ્થાનપર આવ્યા ? આવી રીતે ગુણવંતસિંહ

---

* એકલા.

તારામંડળ સામું જોઈ બોલતા હતા. કેટલાક તારા ખરવા લાગ્યા તેથી ગુણવંતને ધૈર્ય આવી થોડીવાર બેસી પોતાની અસલની સ્થતિમાં ગોઠવાયા.

રત્નસિંહ પોતાના મિત્રતથા સ્ત્રીની સોધને માટે સામે પર જવાને તૈયાર થયો તેવામાં તેની નજરે એક નાની સ-રખી હોડી માલમ પડી તેમાં બેસી સત્યપ્રીતિના સાગરમાં ચાલવા લાગ્યો. સામેપાર જવાનો પવન અનુકુળ ન હોવાને લીધે તેમ હોડીને હલસાં મારવાનું સાધન પોતાની પાસે ન હોવાથી હોડી જે દીશામાં પવન હતો તે દીશા તરફ ચાલી. થોડે દુર ગઈ તેટલામાં તેનો માલીક આવી પહોચવાથી રત્નસિંહ ઉપર કાંઈ ગુસ્સો દેખાડ્યો પણ સહી-સલામત સામેપાર મૂકી આવ્યો અહીથી રત્નસિંહ ચાલતા કેટલેક દીવસે એક નદીતટે જોઈ પહોંચ્યા કે જ્યાં ઘણાં માણસનો જથ્થો હોવાથી કાંઈ તેને આનંદ થયો પણ મિત્ર અને સ્ત્રીવિના તે અત્યંત દુખી દેખાતો હતો ઉપર વર્ણવેલા બોલ શીવાય તેને બીજા કોઈ પણ શબ્દ યાદ આવતા નહીં. નદિ કિનારે કેટલીકવાર આરામ લઈ પાછું. ચાલવાનું શરૂ કર્યું. આ ઠેકાણે હેમપૂરી નગ્રીના રાજાની કન્યા પોતાની કેટલીક સાહેલીઓ સહીત નહાવાને આવેલી હતી. આવા તેજસ્વી રાજાને જોઈ પોતાની સાહેલી પ્રતે બોલાવવાને હુકમ કર્યો, રાજાનો સત્ય પ્રીતિનો શબ્દ રાજ્ય કન્યાને કાને પડવાથી એકદમ રત્ન-સિંહ પાસે આવીને ઉભી રહીને કહેવા લાગી કે તમે

સત્યપ્રીતિમાં દુઃખ ભોગવોછો તેમાં હું ભાગ લેવાને ઈ-ચ્છુંછું. કારણ મેં સત્યપ્રીતિના મનુષ્ય સાથે વરવાને પણ લીધું હતું; તે આજ તમે પૂરૂં કર્યું. માટે મારાપર કૃપા કરી મારી નગ્રીને તેમ મારા રાજ્યને તેમ આપની દાશીનો હાથ ગ્રહી સર્વમન કામના પૂર્ણ કરશો.

આટલી વાત રાજ્યકન્યા રત્નસિંહ સાથે કરતી હતી તે વખત તેની માતા સ્નાન કરી પાસેના મહાદેવમાં દર્શનાર્થે જતા હતા તેમને બોલાવ્યા. રાજ્યકન્યાએ પોતાની માતાને કહ્યું. માતાજી મારા લાયક મેં આ પતી સોધી કહાડ્યા છે કે જેથી મારી સર્વ કામના પૂર્ણ થશે. હું આપની આગ્ના માગી કહુંછું કે એ ઘણાં દુઃખી છે. પણ હાલમાં આપણા રાજ્યમાં તેડો. માતાએ પુત્રીની મન-કામના પૂર્ણ થવાથી હા કહી. આ ખબર રાજાને પડવાથી નીસાનડંકા સહીત રત્નસિંહને રાજ્યમાં તેડી ગયા. આ વ-ખત રત્નસિંહ મિત્ર તથા પોતાની પ્રીયા વગર જેમ અર-ણ્યમાં એકલું ઝાડ દીપતું નથી. તેમ આટલા માણસ છતાં રત્નસિંહ અતડો દેખાતો હતો. રત્નસિંહ હેમપૂરીની શોભા તથા રાજ્યનું કામ પોતાના રાજ્ય જેવું માલમ પ-ડવાથી પોતાના દીલમાં ખુશીની નીશાની બતાવી. રાજ્ય-સિંહ રત્નસિંહને મેહેલમાં લઈ ગયા અને આવી અવ-સ્થામાં ફરવાનું કારણ પૂછ્યું. રત્નસિંહે સત્યપ્રીતિનું વ-ર્ણન કર્યું. રાજ્યસિંહ અત્યંત ખુશી થઈ પોતાના એકાંત

મેહેલમાં રાખ્યા. રત્નસિંહને મેહેલ તે એક બંધીખાના સમાન, સૂવું તે એક ચિતાસમાન, ખાવું તે વિષસમાન થએલું હતું. રત્નસિંહને આવા મહાદુઃખમાં હોવાને લીધે રાજ્યસિંહ તેમને દીલાસા આપી તથા હમેંશાં પોતાની સાથે મૃગિયા રમવા તેડી જતા હતા. પણ રત્નસિંહને ઘોડાપર બેસવું તે સુળી સમાન, અને હથિઆર પકડવા તે સર્પના ભારા સમાન લાગતા. રત્નસિંહથી રાજ્યસિંહનું અપમાન કરી જવાને હીમત ધરતા નથી. તેથી સત્ય પ્રીતિના કેદખાનારૂપી મેહેલમાં દીવસ ગુજારવા પડ્યા હતા. *રાજ્યકન્યા લગ્ન કરવાને સમજાવે છે. પણ કોઈ રીતે રત્નસિંહ તેની વાત ધ્યાનપર લેતા નથી.

આખરે ગુણસુંદરીએ રાજકુંવરને પોતાના એકાંત મેહેલમાં બોલાવ્યા. ને લગ્ન સંબંધી વાત કહાડી; કહ્યું કે તમે રાજકુંવરછો, અને હું મારા પીતાને એકની એકક પુત્રીછું. ×તેથી આખરે રાજ્ય તમારૂંછે. રાજાએ તેની કાંઈપણ લાલચ ન રાખતાં પોતાનો રસ્તો પકડવાની તૈયારી કરી, ગુણસુંદરી એકદમ ઉઠી રાજાની પેહેલા બહાર નીકળી ગઈ. અને મેહેલને બંધ કર્યો. રત્નસિંહે ઇશ્વરની સ્તુતિ કરી કહ્યું કે મારી ખરી સત્યપ્રીતિ હોય તો તકાળ તાળા ઉઘડી જાવ. ઇશ્વર કૃપાથી બારણાં ઉઘડી ગયા. ગુણ-

*આ રાજ્યકન્યાનું નામ ગુણસુંદરી હતું.

×કહેવાની મતલબ કે મારા પીતાને પુત્ર નથી અને હું પુત્રમાનછું.

સુંદરી રાજાનું વસ્ત્ર લઈ પોતાની માતા પાસે ગઈ, ને રાજાની ખોટી વાત કહેવા લાગી. આ વાત રાજ્યસિંહના જાણ્યામાં આવવાથી તેને ફાંસી દેવાને ઠરાવ કર્યો. આથી ગુણસુંદરી મનમાં અતિશય પશ્ચાતાપ કરવા લાગી. રાજકુંવરને ફાંસી દેવાને આઠ દીવસની મુદત હોવાને લીવે તેને બંધીખાનામાં રાખ્યો.

## રત્નસિંહનો બંધિખાનાનો હેવાલ.

રત્નસિંહના પગમાં સર્પરૂપી બેડી ડસી રહેલી હતી પણ અમૃતરૂપી સત્યપ્રીતિ આગળ વિષરૂપી બેડી પોતાનું કાંઈપણ જોર દરસાવતી નહોતી. આ ઉપરાંત ગુણસુંદરી પોતાના ભૃગૂટિરૂપી ખડ્ગથી, નેત્રરૂપી કટારથી, ગેંદરૂપી ચક્રથી, કામરૂપી બાળથી, હસી હસીને હીરારૂપી દંતથી રાજાના મોતીરૂપી જીવને છેદતી હતી.

## ગુણસુદરીએ રત્નસિંહને કરેલી અર્જ.

હે રાજા હું તમને આ અઘોર બંધીખાનામાંથી મુક્ત કરી, મારા મનરૂપી બંધીખાનામાં રાખીશજ, તેમજ હૃદયરૂપી યભમાં તમારી સૃધારૂપી કુંચીથી મારૂં ગુપ્ત તાળું બંધ કરવું પડશેજ. આવી રીતે ગુણસુંદરી રાજા પાસે આઠ દીવસ સુધી જતી હતી. પણ રાજાનું મન પોતાની સત્યપ્રીતિ શીવાય બીજી કોઈ પણ વાતમાં દોરાતું નહોતું ગુણસુંદરીના સર્વ અંગ સહસ્ત્ર રાજાના વજ્રરૂપી મનપર કાંઈ પણ અસર કરી શક્યાં નહીં. આથી ગુણસુંદરી આશા નિરાશમા બેઠી હતી.

# રત્નસિંહનો ફાંસીનો હેવાલ,

આટલા વખતમાં રત્નસિંહને ફાંસીનો આઠમો દીવસ આવી પહોંચવાથી તેને ફાંસીપર ઉભો રાખ્યો. આ વખત તેનું મન કાંઈ પણ ફિકરમાં દેખાતું નહોતું. કારણ તે પ્રથમથી સત્ય પ્રીતિની ફાંસીમાં ફસાએલો હતો, ફાંસી શુંછે તેનું પણ તેને ભાન નહોતું. આ દેખાવ જોવાને રાજ્યના સર્વ વફાદારો, તેમ રૈયતનો ઘણો ભાગ આવેલો હતો. આ ઠેકાણે સત્યનારાયનદેવ સત્યપ્રીતિનું રક્ષણ કરનાર આવી પહોંચી. સરસ્વતિદેવીને હુકમ કર્યો. આ ઠેકાણે એક સ્ત્રી વર્ષ એકનું બાળક લઈ ઉભી હતી તે બાળકના કંઠમાં સરસ્વતિદેવીએ પ્રવેસ કરી, સત્યપ્રીતિનું વર્ણન કર્યું. રત્નસિંહની સત્ય સાક્ષી પુરી, રાજકુંવરીની ખોટી વર્તણુંકનું વર્ણ કર્યું. આથી રાજા તેમ ભરાયલા સર્વ માણસો અચંબો પામ્યા. સત્યનારાયનદેવ દયારામ રૂપ ધારણ કરી રાજાના આત્મારામમાં દાખલ થઈ રાજાને નમન કરાવ્યું અને કરેલા અપરાધની માફી મંગાવી.

રાજ્યસિંહ ગુણસુંદરીપર ઘણા ગુસ્સે થયા પણ પોતાની લાજથી કાંઈપણ શીક્ષા કરી શક્યા નહીં. રાજ્યસિંહે રત્નસિંહને મોટા સનમાન સહીત પોતાના રાજ્યમાં રહેવાને અર્જ કરી રત્નસિંહે તેના માનની ખાતર કબુલ કર્યું.

રત્નસિંહને ગુણસુંદરી પોતાની સત્યપ્રીતિ બતાવવા હમેશાં સ્ત્રીચરિત્ર કરતી હતી. પણ જેવી રીતે મોર પોતાની કળાને સુંદર ગણી પગ સામુ જુવે તે વખત જેવો

ખેદ પામેછે તેવી રીતે ગુણ સુંદરી ખેદ પામતી હતી.

## ગુણસુંદરીએ સત્યપ્રીતિ માટે લીધેલો ભેખ.

આખરે તેણે અન્ન જલ વસ્ત્ર, ત્યાગ કરી દીધાં હતાં, કોઈ વખતે પાણી એવો શબ્દ તેના સાંભળવામાં આવે અથવા તેની ઇચ્છા થાય. તે વખતે નેત્રમાંથી એવી રીતે આંસુ વહેતાં હતાં કે, જેથી પાણી પીવું વિસરી જતી હતી. વસ્ત્ર પેહેરતાં પોતાના શરીરના અંગ બદલતી હતી. દરેક ખાવાની ચીજપર સોગન ખાઈ બેઠી હતી. સત્યપ્રીતિરૂપી આભુષણની ભસ્મ ધારણ કરી રત્નસિંહના નામની માળા પોતાના મન વિશે ધારણ કરી તેના નામના જાપ જપતી હતી. આવી રીતે દુઃખમાં દિવસ ગુજારતી હતી.

ચંદ્રીકા જે અરણ્યમાં બેઠી હતી. ત્યાંથી પોતાના પ્રાણ હાર પતિ તથા મિત્રની સોધને માટે જંગલમાં ભટકતી હતી. આમ તેમ અથડાતા આખરે કોઈ કોઈ મનુષ્ય તેના દીઠામાં આવ્યા. આથી કાંઈ હર્ષ પ્રાપ્ત થયો. પણ વિયોગી બાણ તેને બાળી મૂકતું હતું, જંગલી માણસોમાં ફરતી ચાલી જાયછે, તેવામાં કલંકગઢનો રાજા મદવરધન શિકારેથી પોતાના રાજ્ય તરફ જતો હતો. તેણે ચંદ્રિકાને ઓળખી અને પોતાના રાજ્યમાં લઈ જવા લાગ્યો. આ વખત તે પીપળાના પાન સમાન નરમ થઈ ગઈ હતી. તેણે કાંઈ પણ આનાકાની ન કરતાં પોતાની ચતુરાઈથી પ્રતિવ્રતા પણું જાળવ્યું હતું. ચંદ્રિકાએ પૂરમાં જવાને રાજાને પ્રસે કહ્યું. કે મારે સીવ નું વરદાન છે માટે હું એક વર્ષ સુધી

પૂરમાં નહીં આવું. મદવરધને શેહેર બહાર રેહેવાને પોતાનો મેહેલ હતો તે ઉઘાડી આપ્યો. મદવરધન ચંદ્રિકા મળવાથી ઘણો હર્ષ પામ્યો અને આખા રાજ્યમાં એવી દીવાની રોશનાઈ કરાવી હતી કે જાણે લંકાપૂરી સળગેલી ન હોય! તેમ નોકરો ને મોટા મોટા ઈનામ આપ્યાં. આવી પૂરમાં શોભા થઈ રહેલી હતી તેથી સર્વ મનુષ્ય હર્ષ પામતા આમ તેમ ફરતાં હતાં પણ ચંદ્રિકાને તો જે રૂસનાઈ થઈ હતી ને તેની જ્વાળા નીકળતી હતી તેમ તેનું મન બળગતું હતું. આ ઉપરાંત તેણે અન્ન, જળ, સૂવું, ફરવું, એ સર્વ ત્યાગ કરી પોતાના પ્રાણહર અને મિત્રના નામના જાપ જપતી હતી. આવી રીતે પોતાનો એક દીવસ તે યુગ સમાન ગણી ગૂજારતી હતી. તેવામાં તેણે એક સ્વારને કેટલીક લાલચો બતાવી પોતાના પતિ તથા મિત્રની સોધને માટે તૈયાર કર્યો. અને નીચે પ્રમાણે દરેક ઠેકાણે કહેવાનું કહ્યું " આ ક્ષણ ભંગૂર દુનિઆમાં સ્ત્રી પુરૂષ અને મિત્ર સત્ય પ્રીતિ વાળા છે" આવી રીતે સમજાવી સ્વારને વિદાય કર્યો.

## "ગુણવંતસિંહને અરણ્યમાં બનાવેલો બનાવ"

ગુણવંતસિંહ કે જે જંગલમાં મિત્ર વિના હોલદીલ જેવો ફરતો હતો પણ તેનામાં ઈશ્વરી સ્મર્ણ આવવાથી તેનું નાંમ જપતો ચાલ્યો જતો હતો. થાકથી એક ઝાડ નીચે બેઠા તેવામાં તેની નજરે એક ઘણુંજ ખુબસુરત

---

મકાન માલમ પડ્યું. તે મકાન તરફ જવાને કાંઈ પણ ઈચ્છા થઈ નહીં, પણ કેટલોક વખત આરામને અર્થે ઝાડ તળે આવ્યો ગુણવંતસિંહ ઝાડ તળે બેઠા છે. તેવામાં મેહેલમાં રહેનાર જે ચાર ઇંદ્રિની અપસરા સમાન કન્યાની નજર ગુણવંતના ઉપર પડવાથી તેની પાસે જવાને વિચાર કરવા લાગી. તેમાંની એક બોલી ઉઠ બેન એ કોઈ રાજકુંવર છે માટે ગુણીયલ હશે જ પણ કાંઈ દુઃખી દેખાય છે. પણ ચાલો તેને પુછવાથી સર્વ કાંઈ સમજાશે. ચારે મેહેલમાંથી ઉત્તરી ગજેંદ્રની ચાલથી, કામ રૂપી ફોજ લઈ ગુણવંત તરફ ચાલતી થઈ. તે ઉપરાંત ભૃગુટી રૂપી કમાનથી, નેનરૂપી કામ બાણ ચલાવવા લાગી. તેમ પોતાના ઘટા રૂપી કેશથી ચંદ્ર રૂપી ગુણવંતના શરીરને ઢાંકવા લાગી. પણ ગુણવંતના વિરહ રૂપી અગ્નિ એ તેમના કામ બાણને ભસ્મ કર્યાં. ગુણવંતે તેમને કહ્યું તમે તમારા લાયક અશોક રાજકુંમાર સોધો મારાથી તમારો કામ રૂપી અગ્નિ શાંત થશે નહીં. ચારે સાથે કહ્યું કારણ ?

ગુણવંતસિંહ—હું વિરહ રૂપી અગ્નિમાં બળેલો છું. જ્યાં સુધી મારી વિરહ રૂપી અગ્નિ સાંત થશે નહીં. ત્યાં સુધી કામ રૂપી અગ્નિ પ્રવેશ કરી શકશે નહીં. ચારે સાંત થઈ અનુક્રમે પોતાના ગુણોનું વર્ણન કર્યું.

૧ કળાવતી—મારી પાસે એવો ગુણ છે કે કોઈ માણસ ગમે તે ઠેકાણે હોય તેને હું થોડી મુદતમાં લાવી શકું.

૨ મેનાવતી—જે માણસને ધારૂં તે માણસને આકાશ માર્ગે લાવું.

૩ ચિત્રરેખા—જે સ્રી પુરૂષ તથા મિત્ર ભેગાં થતાં ન હોય તેને ભેગા કરૂં.

૪ જલામલી—જે માણસનું મારા સામુ નામ દે તે માણસને હું માયા રૂપી બનાવી ઉભો કરૂં.

આવા શબ્દ સાંભળતાં ગુણવંતસિંહને મોટા વિચારની સાથે ધૈર્ય આવી. તેથી તેમને આવા અરણ્યમાં રહેવાનું કારણ પૂછ્યું. ચારે બહેનોએ પોતાનું ટુકામાં વર્ણ કરવા માડ્યું. અમે પ્રથમ રાજકુંવરીઓ હતી અને અમે એક મા બાપની પુત્રીઓ છીએ. નાનપણમાં એક જોગી અમને પકડી આ ઠેકાણે લાવ્યો ત્યારના અમે અહીંઆ છીએ. એ જોગી હાલમાં કેટલીક મુદત થયા દેવલોકપામ્યા છે. માટે અમારી ચારની આત્મા શીવાય બીજુ કોઈ પણ નથી. અમે ચારે એવું પણ લીધેલું છે કે અમને ચાર ને કોઈ સજન એકજ માણસ વરે એવું પણ લીધેલું છે. ઈશ્વર કૃપાએ કરીને તમે અમને મળ્યા તો અમારી મન કામના પૂર્ણ થશેજ પણ તમે રાજકુંવર થઈ આવા દેશમાં જંગલમાં શા માટે ફરોછો તે આપની દાશીને ફરમાવશો ?

ગુણવંતસિંહ રાજકન્યાના આ મધુર શબ્દ સાંભળી ધૈર્ય રાખી કહ્યું. હું મારા મિત્ર રત્નાસિંહ તથા તેની પ્રીયા ચંદ્રિકા શીકાર કરતાં વિખુટા પડેલા છીએ તે મને મેળવી આપો તો તમારી સર્વ મન કામના પૂર્ણ થશે. ચારે બહે-

નો દુઃખની સાથે હર્ષ પામી ગુણવંતસિંહને મેહેલમાં તેડી ગઈ ચારે ચાર દિશામાં જવાને તૈયાર થઈ.

ગુણવંતસિંહને નિરભય રીતે રહેવાનું કહી છ માસની મુદત માગી ચાલતી થઈ ચારે કેટલેક દુર ગઈ બાદ જંબામલીએ કહ્યું. બહેનો જોગીની બતાવેલી વિદ્યા અજમાયસ કરવાનો વખત આવ્યો છે. માટે આપણે દરેક આ જંત્ર પાસે રાખો જેને ભાળ લાગે અગર દુઃખમાં આવી પડે તો આ જંત્રને ધુપ દેઈ ચારમાંથી જેની ઇચ્છા કરશે તે આવી ઉભી રહેશે. આવી ગોઠવણ કરી ચારે બહેનો ચાર દિશામાં પવનની માફક તેમ ઘટા રૂપી આકાશમાં વીજળીની માફક પ્રવેશ કરતી ચાલી જતી હતી ગુણવંતસિંહ મિત્ર પ્રીયાની ખબર આવશે એવી આશા નીરાશમાં જંગલમાં આમ તેમ ફરી દીવસ ગુજારતા હતા તેવામાં ચંદ્રિકાનો મોકલેલો સ્વાર ઘણા શેહેરો તથા જંગલો ફરતો આખરે આ જંગલમાં આવી પહોંચ્યો મેહેલ નજરે પડવાથી સ્વાર મેહેલ તરફ ગયો. ઘણા દીવસથી ગુણવંતસિંહને મનુષ્યનો સમાગમ ન હોવાથી તેને બોલાવી અરસપરસ વાત કરવા લાગ્યા. તે વખતે સ્વારે ચંદ્રિકાનો બતાવેલો શબ્દ કહ્યો તેથી ગુણવંતસિંહ મૂર્છીત થયો. સ્વારે સાત્તથી ગુણવંતસિંહને સુદ્ધિમાં લાવી. સર્વવૃતાંત કહી શંભળાવ્યું. વચનથી બંધાએલો રાજા પોતે અરણ્યમાં રહ્યા. અને ચંદ્રિકાને ધૈર્ય આપવા સ્વારને તૈયાર કર્યો ગુણવંતસિંહે પોતાની નીશાની માટે સ્વારને મોતીહાર અને એક પત્રિકા લખી આપી.

## પ્રીય બેન ચંદ્રિકા.

હું, તમે, તેમ રત્નસિંહ, સત્ય પ્રીતિ કેવા પ્રકારે જ-ણાય છે તેથી પરિપૂર્ણ જાણીતા થયા. માથાપર દુઃખના ઝાડો ઉગ્યાં છે અને ઉગશે તે કાંઈ ખબર નથી. પણ બેન પ્રીતિના અર્થે દરેકપર અરસપરસ પડતાં દુઃખોમાં કેવી કેવી રીતે સહાય થાય છે. તેનો પરિપૂર્ણ દાખલો નીકળી આવ્યો છે. મિત્રની તપાસમાંછું. હું પણ અત્રે નવી સત્ય પ્રીતિની ફાંસીમાં ફસાયેલોછું. તમે અત્યંત સદ્ગૂણ તેમ ધૈર્યથી ભરેલાછો તો મારી કલમ વધારે લખવાને શકિતવાન નથી.

(લી. સત્ય પ્રીતિનો સુભેચ્છક ગુણવંત.)

પત્રીકા લઈ સ્વાર ઘણાજ ઉમંગની સાથે ઘોડાને હાંકતો પોતાના નગ્ર તરફ ચાલ્યો.

ગુણવંતસિંહ સ્વારને વિદાય કરી બેઠો હતો તેવામાં એક મહા રાક્ષસી મનુષ્ય આવી ડરાવવા લાગ્યો; અને પૂછ્યું કે અહીં ચાર કન્યા રહેતી હતી તે કયાં છે ? ગુણવંત કાંઇ ઉત્તર દઈ શકયો નહીં. તેને ક્રોધ આવવાથી ગુણવંતને પકડી કેટલાક જોજનપર ફેંકી દઈ પોતે કેટલાક દીવસ રહ્યો પણ કન્યાઓ દીઠી નહીં ત્યારે ચાલતો થયો. ગુણવંતસિંહ અરણ્યમાં રખડતાં રખડતા એક નગ્ર તરફ આવી પહોંચ્યો. તળાવની પાળપર મહા વિચારમાં બેઠો હતો. તેવામાં એક માણસે આવી ગુણવંતસિંહને રાજકુમાર જાણીને સર્વ વૃતાંત પૂછવા માંડ્યું. ગુણવંતસિંહે

કહેવાને ઘણીજ આનાકાની કરી પણ અતિશય આગ્રહને લીધે કહેવાની જરૂર પડી. ગુણવંતસિંહના દુઃખની વાત જાણી ઘણોજ ખેદ પામ્યો પણ મોટા હુંષથી પોતાને ઘેર રાખ્યો. આ જે માણસ મળ્યો તે પણ સત્ય પ્રીતિવાળો હતો. તેઓ સ્ત્રી પુરૂષમાં એવી સત્ય પ્રીતિ હતી કે જેનું વર્ણન સર્વ ઠેકાણે થતું આવ્યુંછે. ગુણવંતસિંહ અહીં-નીકળવાને તૈયાર થયો તે વખતે દુઃખસંહાર મિત્રે એવી એક જડી આપી કે, જેથી ભૂખ લાગે નહીં. તેમજ તેની સ્ત્રીએ મિત્રાઈના હકમાં પોતાની પાસે એવું એક માદળીયું હતું કે તે મોઢામાં રાખવાથી કોઈ દેખી શકે નહીં તે આપી ગુણવંતસિંહને વિદાય કર્યો. અહીંથી ચાલતાં વળી એક બીજું નગ્ર આવ્યું. રાત્રી પડવાથી નગ્ર બહાર ધર્મશાળા હતી ત્યાં આરામ લેવા અંદર ગયો. કેટલીક વાર બેઠા પછી ગુણવંતની નજરે મહારૂપવાન તેમ ગુણીયલ કોઈ *રાજકુંવર જેવો માણસ નજરે પડવાથી તેની પાસે જવાનો ઇરાદો કરતો હતો તેવામાંજ ગુણવંત કે જે રાજકુમાર ધારતો હતો તેજ માણસ તેની પાસે આવીને કહેવા લાગ્યો કે તમે કેમ દુઃખમાં ફરોછો. ગુણવંતસિંહે ટુંકામાં ઉત્તર વાળ્યો કે હું સત્યપ્રીતિની ફાંસીમાં ફસાએલો છું. આવા ગુણવંતના શબ્દ સાંભળતાં સોદાગરની આંખમાંથી આંસુની ધારા ચાલી રહી. તેથી ગુણવંતે પૂછ્યું. મારા બોલ ઉપરથી તમે શા માટે અશ્રુપાત કરોછો? સોદાગરે કહ્યું અહો મિત્ર! પ્રીતિ એ એક વિકટ

---

*આ રાજકુંવર નહોતો પણ સોદાગરનો છોકરો હતો.

તોફાની સાગર છે. એ સાગર વિરલા હશે તેજ તર્યા હશે હું એ તોફાની સાગરમાં ડુબેલો છું. અને મેં સર્વ કામ છોડી અહિં આવી બેઠેલોછું. મિત્ર સત્યપ્રીતિનું વિરહરૂપી બાણ જેને વાગેલું છે તેનો ઘા કોઈ પણ હકીમથી રૂ-જવાતો નથી. હું ઇશ્વર પાસે માંગુછું કે કોઈ પણ મનુષ્ય ને વિરહની અગ્નિમાં બાળીશ નહીં. આવા સોદાગરના શબ્દ સાંભળી ગુણવંતે કહ્યું તમે શા માટે દુઃખીછો તેની મને યથાસ્થિત હકીકત કહો, હું તમારૂં દર્દ બનતી મહેન-તથી મટાડીશ. આથી સોદાગરના મનમાં હીમત આવી અને પોતાની વાત નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

## ગુણવંતસિંહ અને સોદાગરનો સંવાદ.

**સોદાગર**—માયાપુર નગ્રીમાં મકરધ્વજ નામે રાજાને કામની નામે કુંવરી છે. તેણે પરણવાને એવું પણ લી-ધેલુંછે કે જે પણ કોઈ મનુષ્યથી પુર્ણ થતું નથી. તેથી તે કુંવરી તથા વરવા આવનાર બંને નીરાશ થાય છે. સોદાગરના આ શબ્દ સાંભળતાંજ—ગુણવંતસિંહ બોલ્યો તેણે શું પણ લીધેલું છે તે કહો?

**સોદાગર**—તે કુંવરી પોતાના હાથમાં તુતી લઈ ઉભી રહે છે, અને વરનાર મનુષ્યને તેના સામુ જોયા શીવાય તે તુતી ઉડાવવી એ ઘણી આશ્ચર્યકારક વાત છે. એથી સર્વ નીરાશ થઇને અપમાનની સાથે પાછા ફરે છે. અને હું પણ આવી અવસ્થામાં મારાં સર્વ સુખ છોડી બેઠેલો છું.

ગુણવંત—કાંઈ ચિંતા નહીં. આપણે શ્હેરમાં ચાલો અને રાજાને વરધી પહોંચાડી કુંવરીનું પણ પૂરૂં કરીએ, આ શબ્દ સાંભળતાં સોદાગર મોટી ખુશી સહીત ગુણવંતસિંહને પોતાના મકાનપર તેડી ગયો. રાજાને વરધી પ-હોંચાડી રાજાએ દરબાર ભરી—પોતાની પુત્રીને સોળે શણ-ગાર સહીત તૈયાર થવાને કહ્યું ગુણવંતસિંહ. પોતાના મિત્ર સહીત રાજદરબારમાં એક સૂર્યના તેજ સમાન સ-ભાને શોભાવતો હતો. થોડી વાર થઈ કુંવરી પોતાના શણગાર પેહેરી તૈયાર થઈ અને સભામાં વરધી પહોંચાડી.

રાજકુંવરી માતા પીતા પાસે આજ્ઞા માગી હાથમાં તુતી લઈ પોતાની અટારીપર ઉભી હતી. જેનું રૂપ જોઈ ચંદ્ર વાદળામાં ઢંકાવા લાગ્યો. તેના વાળની લટો વરસાદની કાળી ઘટાની માફક રહેલી હતી. તે જોબનના જોરથી પોતાના મન સાથે વિચાર કરતી હતી કે જેમ ખાખરાની ખીસકોલી દ્રાક્ષનો સ્વાદ પામતી નથી તેમ હજારો માણસો આવીને મારા કટાક્ષથી ઘાયલ થઈને ચાલ્યા ગયા છે તેમજ આ પણ ચાલ્યો જશે. આવી રીતે મનમાં જોબન તેમ રાજ્યના જોરથી ઉભી હતી. કોયલ જેવા મધુર સ્વરથી તે બોલતી હતી કે મારા કોમળ શરીરને કોણ હાથ પણ અરાડી શકશે. તે ઉપરાંત આંગળી સામુ જોઇ તે પક્ષીને કહેતી હતી કે જ્યાં સુધી તું મારી આંગળીપર છું ત્યાં સુધી તારા સામું ઊંચી નજરે પણ કોણ જોનાર છે, ને કદી જુવે તો મચ્છરૂપી ધનુષ્યથી દ્રષ્ટીરૂપી બાણથી છેદી નાખું. આવા રાજકુંવરીના શબ્દથી પક્ષી મોટી ખુશીમાં બેસી બોલતું હતું કે

જેના સ્વરથી કોયલ શરમાઈ જતી હતી. તેના શરીરપર પહેરેલાં આભુષણમાં નગીના તે આગીઆની માફક ચમકારા કરી રહ્યા હતા. પગની ઝાંઝર મેઘનાદની માફક ઘનઘનાટ કરી રહી હતી. આવી રીતે સર્વે શણગાર પહેરી હસ્તીની પેઠે મસ્ત થઇ ઝુમઝુમ અહંકારના હીંડોળમાં ઝુલતી હતી. ત્યાં ગુણવંતસિંહ તથા સોદાગર બંને ગયા. એકદમ ગુણવંતસિંહે ચેત એ શબ્દ કહી પોતાની બંદુક ચડાવી પોતાના હાથમાં હીરા જડીત અંગુઠીમાં પક્ષીની છબી પુર્ણ પડી એટલે અવાજ કર્યો તુરત પક્ષી નીચે પડ્યું. રાજા મકરધ્વજ ઘણો હર્ષ પામ્યો. જયનાદના વાજીત્ર વાગ્યાં. રાજકુંવરી ગુણવંતસિંહને આધીન થઇને સામી ઉભી; તે વખતે ગુણવંતસિંહે નીચે પ્રમાણે રાજકુંવરીને કહ્યું.

## ગુણવંતસિંહનો રાજકુંવરી સાથે થએલો મેળાપ.

ગુણવંતસિંહ—હે ! રાજકુંવરી તમે ઘણુંજ સારૂં પણ લીધેલું હતું અને ઇશ્વરની કૃપાથી પૂર્ણ થયું મારે તમારી સાથે વરવાને કાંઇ પણ ઇચ્છા નથી. પણ હુંતો એક તમારૂં પણ પૂરૂં કરવા આવ્યો હતો, માટે હું તમને ખુશીની સાથે આ સોદાગર કે જે તમારા રાજ્યના નગર શેઠછે તેમ મારા ખરા મિત્રછે. માટે તેની સાથે વરોરાજકુંવરી બોલી જો કદી આપની ઇચ્છા તેમ છે તો મારે તેમ કરવાને જરા અપ્રિય નથી. કારણ હું એમજ સમજાુછું કે પોતાના પતિનો મિત્ર તે પતિ સમાન છે માટે હું આપનો હુકમ

માથે ચડાવુંછું. પણ આપ કોણછો, અને અહીં શા માટે આવવું થયું તેનું બયાન દાસીને સમજાવશો.—ગુણવંતના મુખમાંથી જ્યાં સત્યપ્રીતિનો શબ્દ નીકળ્યો અને તેમાં પડતાં દુઃખોનું વર્ણન સાંભળ્યું તેથી તેજ વખતે શ્રાવણ અને ભાદરવો માસ બેસીને આંસુની નદી વહેવા લાગી. અસરકારકત્રણે આંસુની નદીને ત્યાગ કરી રાજકુંવરીએ તેજ વખતે વરમાળ સોદાગરને પેહેરાવી માતા પીતાને નમન કરી ત્રણે સોદાગરના મકાનપરે ગયા. સોદાગરે સારી સારી રસોઈ તૈયાર હતી તે જમ્યા બાદ પોતાના નાનાભાઇને સર્વ દોલતનો માહીતગાર કરી ગુણવંતસિંહની સાથે સત્ય પ્રીતિમાં દાખલ થયો. જતી વખતે મકરધ્વજને મળ્યા. અને રાજકુંવરીએ પોતાના માતાપીતાને નમન કરી આજ્ઞા માગી. ઓ મારી પ્રીય પુત્રી તમે તમારા મનગમતા પતિને મેળવી લીધા અને અમે અમારા નેત્રથી તમને દુર કર્યાછે. હવે તમે તમારા પતિવૃતાના સર્વ ધર્મ પરિપૂર્ણ બજાવી અમારા કુળને તેમ અમને ડાગ લગાડશો નહીં. આટલુ કહી રાજા રાણી ગદગદ કંઠે થયાં. ગુણવંતસિંહનો સાથ સર્વને ધૈર્ય આપી ચાલવા લાગ્યા ચાલતાં ચાલતાં કેટલેક દિવસે ગુણવંતસિંહ જે અરણ્યમાં રેહેતો હતો તેજ અરણ્યમાં આવી પહોંચ્યા તેવામાં જે મકાનમાં પોતે રેહેતો હતો તે મકાનમાં ગયા, તો ત્યાં કોઈ મનુષ્યની પથારી પાથરેલી હતી. આથી ગુણવંતસિંહ ને ડર લાગ્યો પણ પોતાના મિત્રની વિદ્યાથી જરાપણ ડર રાખતો નહોતો, કેટલેક દીવસે પથારીનો માલીક આવ્યો. તેની અને ગુણવંતની વચ્ચે ઘણી મારામારી થઈ આખરે

ગુણવંતસિંહ મિત્રની આપેલી વિદ્યાથી જીત્યો અને અરણ્યમાં ત્રણે જણ સત્ય પ્રીતિના વૃત્તાંતથી પોતાના દીવસ ગાળતા રહ્યા.

## ચંદ્રિકાને મળેલી ખુશ ખબર.

ચંદ્રિકા સ્વારની રાહ જોતી મદવરધનના રાજ્ય મહેલમાં ફરતી હતી તેવામાં સ્વાર ઘોડાને જોશથી ફેંકતો મેહેલ તરફ આવતો દેખી તેને લાગ્યું કે સ્વાર કાંઈ ખુશીની ખબર લાવ્યો હશે એમ જાણી દાશી મોકલી પણ સ્વારે દાશીને કાંઈ પણ ઉત્તર ન દેતાં પોતાનો ઘોડો મૂકી રાણી પાસે ગયો અને નમન કરી પત્રીકા આપી. ચંદ્રિકા એ પત્રિકા પોતાના અંતઃકરણ સાથે દબાવીને વાંચવા મંડી. વળી તેટલામાં ગુણવંતસિંહનો આપેલો મોતીનો હાર તે પણ આપ્યો. આથી ઘણી ખુશ થઈને સ્વારને ભારે બક્ષિસ આપી પોતાના ખાનગી કામમાં રાખ્યો.

## ચંદ્રિકા અને કળાવતીનો મેળાપ.

કળાવતી કે જે રત્નસિંહ તથા ચંદ્રિકાની શોધને માટે નીકળી હતી તે સર્વ ઠેકાણે ફરતી ફરતી, આખરે કલંક ગઢમાં આવી પહોંચી; એક માલણને ત્યાં ઉત્તરી કેટલાક દિવસ માલણને ત્યાં રહી તેની તરફથી રાજ્યની તેમ ચંદ્રિકાની વાત સાંભળી તેથી મહાખુશી થઈ અને માલણને ખુશી કરી. એક દિવસ કળાવતી માલણનો વેષ લઈ ચંદ્રિકા પાસે સારાસારા પુષ્પહાર લ-ઈ ગઈ. ચંદ્રિકા ઘણાજ સુંદરહાર જોઈ રોવા લાગી તેજ

વખતે કળાવતી બોલી ઉઠી બેન તમે સત્ય પ્રીતિમાં દુઃખી છો તો ઇશ્વર તમારૂં સર્વ દુઃખ કાપી નાંખશે પણ જેવી રીતે તમે ધીરજથી રહેલાંછો તેવી રીતે કેટલાક દીવસ ગાળો, આવો માલણનો *શબ્દ સાંભળતાં ચંદ્રિકા ઘણો અચંબો પામી અને પોતાના ખાનગી મેહેલમાં લઈ ગઈ અને એકાંતમાં સર્વ વૃતાંત પૂછવા લાગી કળાવતીએ સવિસ્તર હકીકત સંભળાવી આથી ચંદ્રિકાને ઘણીજ ધીરજ આવી. ચંદ્રિકાને કળાવતી સાથે એક માતાપીતાના છોકરાની માફક રહ્યા હતા. હવે કળાવતીએ જવાની તૈયારી કરવાને માટે પોતાની બેનનો બતાવેલો મંત્ર તૈયાર કરી ઇશ્વરની સ્તુતિ કરી કેટલાક દિવસમાં મેનાવતી આવી પહોંચી. ત્રણે બેનો એક બે દીવસ સાથે રહી મેનાવતીએ આકાશ માર્ગ ચાલનારૂં આસન બનાવી, મદનરધનના રાજ્યને શ્રાપ દઈ ત્રણે બેહનો તથા ખબર લાવનાર સ્વાર સહિત આસનને આકાશ માર્ગે ઉડાવી દીધું. મદનરધનનું રાજ્ય તેજ દિવસથી પડતી દશામાં આવવા લાગ્યું. એક દિવસ મદનરધન ચંદ્રિકાના મેહેલ તરફ આવ્યો, તો ચંદ્રિકા દીઠી નહીં; તેથી નીરાશ થયો. પોતાના રાજ્યની પડતી દશા આવવાને લીધે તેની શોધ કરવાને કાંઇ પણ પ્રયત્ન કર્યો નહીં. કારણ તેને લાગ્યું કે પતિવૃતા સ્ત્રીને હું તેના પતિના વિયોગથી જબરજસ્તિથી પકડી લાવ્યો અને આખર જતાં તે પતિવૃતા સ્ત્રી મારી આંખમાં ધૂળ નાંખી ચાલી ગઈ અને તે-

---

*કળાવતીનો.

ણીએ કાંઇપણ શ્રાપ દીધો હશે તેથીજ આમ થયું. આવો વહેમ આવવાથી પોતાના મનના ઉભરાને શાંત કરી પીપળના પાન સમાન નરમ થઈ રાજ્યનું કામ કરવા લાગ્યો. હવે ચંદ્રિકા પોતાની બહેનો તથા સ્વાર સહિત જ્યાં ગુણવંતસિંહ હતો ત્યાં આવી પહોંચ્યાં. ચંદ્રિકાએ ગુણવંતસિંહને દીઠો કે તુર્ત પ્રીતિના જુસ્સાએ કરી મુર્છીત થઈ અને કળાવતીએ ધૈર્યનું જળપાન કરાવી શાંત પાડી. પણ જ્યારે ચંદ્રિકાએ પોતાના પ્રાણહારને કોઈ પણ ઠેકાણે દીઠા નહીં ત્યારે ગુણવંતસિંહ સાથે તેનું વૃતાંત પૂછવા લાગી. ગુણવંતસિંહે કહ્યું કે જેવી રીતે હું અને તમે મળ્યા છીએ તેવી રીતે રત્નસિંહ પણ થોડી મુદતમાં આવશે આથી ધૈર્યની સાથે સર્વે જણ ત્યાં રહી દીવસ ગાળવા લાગ્યા.

ઝલામલી દેશોદેશ અને જંગલો જંગલ ફરતી આખરે હેમપૂરી નગ્રીમાં આવી પહોંચી. રાજાના જીરણ થએલા બગીચામાં પડી રહી હતી. કેટલાક દિવસ પછી પૂર જોવાને વાસ્તે પોતે ફકીરી વેશની સાથે એક નાની સતારી લઈ પૂર તરફ નીચે પ્રમાણે ગાતિ જતી હતી.

(રાગ ભૈરવી)
જોગિયા ઠુંમરી.
દ્રિ અર્થી.

જોબન વા બિતો જાયે અજ હુ પીયા નહિ આયે,–જોબન,
અપને પીવાકા મેં બન બન ઢુંઢું તનમ ભસ્મ રમાયે;
નખસીખ ભુષન સબ તજ દિનો બિન પીયા કછું નહિ
સુહાયે. જોબન.

દોહા.

ગલી ગલી ખોજત ફીરૂં, કે પીઉ લગત નહિ હાથ,
સ્વપ્ન દરશ નહિ હોતહે, કે પ્રાણ કરૂં મેં સાથ. જોબન.
હાટ બજાર મેં ખોજત ઘૂમું ગાંહક કોઈ મીલ જાય,
ચતુર હોય સો સોદાકરલે નહિ પીછે પસ્તાય. જોબન.
જોબન ફેર નહિ આઇ હે કે જ્યુંવ કદલીકા ફૂલ,
મોંઘા સોંઘા બેચીએ, જો કાંઇ કરે કબૂલ. જોબન.
બારી બેસ મેરો નવરંગ જોબના નીડર ફીરૂં બનમાંય,
ચતુર ચાર ઠગ પીછે લાગે હરીહર લેત બચાય. જોબન.

દોહા.

બાલાપન સબસેં ભલો, કે જેમાં રંગ ન રોશ,
જુવાનીપર પથર પડે, જહાં ઠાડ તહાં શોશ. જોબન.

આવી રીતે ગાતી ગાતી ઝલામલી રાજ્યમેહેલ તરફ થઈ જતી હતી. રાજકુંવરીના કાને ઉપરના સર્વ બોલ પડવાથી દાસીને બોલાવવા મોકલી. ઝલામલી દાસી સાથે રાજ્યકન્યા પાસે ગઈ ત્યાં પણ પોતાનું રચેલું ઉપરનું ગાયન તથા બીજા કેટલાંક સત્યપ્રીતિનાં ગાયનો ગાયાં આ સાંભળવાથી રાજયકન્યા ઘણી ખુશી થઈ અને ઝલામલીને પોતાની પાસે રાખી. બંને બેનો તરીકે રહી અરસપરસ પોતપોતાના દુઃખની વાતો કરી. ઝલામલીએ રાજ્યકન્યાને ધૈર્ય આપી. એક દીવસ ઝલામલી સતપ્રીતિ વિશે ગાયન કરતી હતી તે રાજા રનસિંહને કાને પડવાથી તેના મનનું વલણ તે ગાયન તરફ થયું. આથી ઝલામલીને પૂર્ણ ખાત્રી થઈ કે ગુણવંતનો આ મિત્ર છે. એમ ધારી તે હીંમતથી

રનસિંહ પાસે ગઈ; અને વાત કરવા લાગી. સર્વ વૃતાંત સાંભળતાંજ ઝલામલીએ માયારૂપી ગુણવંતસિંહ, તથા ચંદ્રિકા તતકાળ ખડાં કર્યાં. રનસિંહ મોટા હર્ષથી તેમની જોડે મળ્યો, અરસપરસ સત્યપ્રીતિની દીલગીરી બતાવી બાદ શાંત થયાં અને તતકાળ પોતાના મિત્રને સાથે લઈ રાજ-સભામાં ગયા અને ગુણસુંદરી સાથે પરણવાને તૈયાર થયા. ગુણસુંદરીને તેમ તેના સર્વ સગાવહાલાને અતિ હર્ષ પ્રાપ્ત થયો. રાજાએ પોતાની કન્યાને મોટા હર્ષની સાથે તથા જમાઇને ઘટે તેમ આપી તેમજ સર્વ રૂષિઓને સારાં સારાં દાન કર્યાં રાજકન્યા તથા રનસિંહને રૂષિઓ આશિરવાદ દઈ ચાલતા થયા.

પરણ્યા બાદ રનસિંહની નજરે મિત્ર તથા પોતાની સ્ત્રી માલમ ન પડવાથી જેવા અસલ સ્થિતિમાં હતા તેવી સ્થિ-તિમાં આવી પડ્યા તેથી સર્વ રાજ્યના માણસો પાછા તેને જોઈ મહા વિચાર કરવા લાગ્યા. ઝલામલી ગઈ તો તેને તિરસ્કાર સાથે બહાર કહાડી તેમ છતાં તેમને તે હમેશ ધૈર્ય આપવા જતી હતી. પોતાના મંત્રના જોરથી પોતાની બેન ચિત્રરેખાને બોલાવી અને ચંદ્રિકા તથા ગુણવંતના હાથની પત્રીકા લાવવાને તથા મેનાવતીને સાથે લાવવાનું કહી તેને વિદાય કરી. ઝલામલી રનસિંહને રોજ ધૈર્ય આપતી હતી પણ રનસિંહ તેનાપર કાંઈ જુજ વિશ્વાસ રાખતો હતો.

ચિત્રરેખા કેટલેક દિવસે પોતાની અસલની જગ્યાએ જઈ પહોંચી સર્વને વૃતાંત કહ્યું. દુઃખની સાથે હર્ષ પામી

ગુણવંત તથા ચંદ્રિકા આંસુપાતની સાથે પત્ર લખવા લાગ્યાં.

(ગુણવંતસિંહનો રત્નસિંહ ઉપર પત્ર.)

સ્વસ્તશ્રી હેમપૂરી મહાસુભસ્થાને મહારાજાધીરાજ સર્વ ઉપમા લાયક મારા પ્રાણસમ, નેત્રની ભમરે, સાથીના દિપક, રંકના રક્ષક, સત્યપ્રીતિના વૃક્ષ, માથાના મુકુટ, પ્રીતિમાં ઘાયલ થએલ, અરણ્યમાં સાથે ફરેલ, સરોવરમાં તરેલ, મૃગ પાછળ પડેલ, ઝાડપર રહેલ, વાઘથી બચેલ, નદી ઊતરેલ, સત્યપ્રીતિના મેહેલમાં રહેલ, વિખૂટા પડેલ,

અહો! મિત્ર!!! * * * * * * આપણે સત્યપ્રીતિનું પ્રમાણ કહાડ્યું. પ્રીતિ કેવા પ્રકારે વધે છે અને કેવા પ્રકારથી ઘટે છે; તેનાથી આપણે જરા પણ અજાણ રહ્યા નથી. પણ અતિ દિલગીરછું કે મારા બનતા પ્રયત્નમાં હું નિશફળ થયો.

દુહો.

મન તરસતહે દરશકો, શ્રવણ સુન કો બેન;<br>
ભુજ ફડકતહે મીલનકો, દેખનકો દો નેન.

મિત્ર આપણે રાજ્યમાં કોઈને અન્યાય આપ્યો હશે, અગર કોઈની મીલકત જબરજસ્તિથી લીધી હશે અગર બ્રાહ્મણને દુઃખ દીધું હશે કે જેથી આપણે રાજપાટ છોડી આવી અવસ્થામાં આવી પડ્યા. મિત્ર ઘણોજ દીલગર અને લાચારછું કે વીખૂટા પડતાં દરેક જણને દુઃખ થયું હશે પણ તેનો ઉપાય ઇશ્વર શીવાય કોઈના હાથમાં નથી. તમે સારી સ્થિતિમાં છો તેથી ઘણો ખુશી

છું. પણ મિત્ર તથા સ્ત્રીનો વિરહ તમારા દીલમાં સાલ્યા કરેછે તો જે કામ કરવાનું છે તે કરી જલદી આવો તમારા સમાચાર મળતાંજ જેમ સુર્ય ઉગતાં અંધકાર નાશ પામે છે તેમજ પપૈયા કે જે આઠ માસ સુધી પાણી પીતા નથી અને વરેસાદનું પાણી પડવાથી ખુશીથી તૃષાને શાંત કરેછે; તેમજ મોર વરસાદની કાળી ઘટાથી ટેંકાર શબ્દ કરી ખુશી થાય છે. ચકોર ચંદ્ર ઉગવાથી અને કોયલ ઉત્તરા અને ચિત્રાના તાપથી પાકેલી કેરીથી આનંદ પામે છે. જેવી રીતે ભૂખ્યા માણસને અન્ન મળવાથી જેવો હર્ષ પ્રાપ્ત થાય છે તેવી રીતે હું તમારા સમાચાર સાંભળી આનંદ પામ્યોછું હવે મિત્ર જલદીથી આવો અને તમારી પ્રીતિરૂપી ઘટાનાં વાદળાં કરી શાન્તિનો વરેસાદ વરસાવો.

દુહો.

મિત્ર તમારે મીલનકો, કોટી જતન હમકીન,<br>
પ્રીત હેતકે કારને, દૈવ જુદા કર દીન.

લી. સત્યપ્રીતિમાંથી વિખૂટો પડેલો ગુણવંત.

---

### ચંદ્રિકાનો રત્નસિંહ ઉપર પત્ર.

સ્વસ્ત શ્રી હેમપૂરી મહાસુભસ્થાને સર્વ ઉપમા લાયક પ્રાણસાગર, સત્યપ્રીતિમાં આગળ પગ ધરનાર પ્રાણવલ્લભ પ્રભુઃ—

દુહો.

પ્રીતમકો પાતિ લીખું, કે નયન લીખન ના દે,
જો કાગજ કર પર ધરૂં, શો નેન નીર ભર લે.

અરે ! આ મારી વજ્રસમ છાતી કેમ નથી ફાટતી ! મેં ઇશ્વર સમીપ ઘણા અપરાધ કર્યા તેનું મને ફળ મળ્યું. પણ હે ! પ્રાણવલ્લભા વરસાદ આવવાથી જેમ મેડક સજીવન થાયછે, તેમજ અંધને નેત્ર મળવાથી, તપેશ્વરીને ઇશ્વર મળવાથી, વંઝાને પુત્ર મળવાથી હર્ષ પ્રાપ્ત થાય છે તેવી રીતે તમારી સત્યપ્રીતિના સાગરના છોળરૂપી સંદેશાથી મને અતિ હર્ષ પ્રાપ્ત થયો છે. અહો પ્યારા ! તમારી ભ્રકુટીને જ્યારે હું યાદ કરૂંછું તે વખત એમ વિચારૂંછું કે તે ખડ્ગ થઈ મારૂં શીર કાપી નાંખે તો સારૂં. પ્રાણાધાર ! સૂર્યના ઉદય વગર જેવું કમળ શોકમાં રહે છે તેમ હું તમારા વિના રહેલીછું. મને વિચાર આવે છે કે મેં કાંઈ અધર્મ કર્યા નથી તોપણ ધારૂંછું કે મેં બાળપણામાં ખીલતાં પુષ્પો ચૂંટાવ્યાં હશે, દાસ દાસીઓને દુઃખ દીધું હશે, બાળકને રોવડાવ્યાં હશે, ધર્મના કામો બંધ કરાવ્યાં હશે, તેના દોષે મને મળ્યાં. પ્યારા હું અને તમે એક ક્ષણવાર પણ જુદા રહેતા નહોતા. જુઓ રાત્રીએ શયનગ્રહમાં મારી અને તમારી વચમાં આડો હાર રહેતો તો તેથી પણ ઘણોજ ખેદ પામતા હતા તો ઇશ્વરે એવો વખત આપ્યો કે * * * * * *

દુહો.

તન કંપે લીખની ડગે, અંગ અંગ થહરાય,

સુખ આવે છાતી ફટે, પાતી લીખી ન જાય.

પ્યારા અરણ્યને વિષે તમારા કોમળ પગને કાંકરા ખુચ્યા હશે તો તે વખત ઇશ્વરે મને વંટોળીઓ કેમ ન કર્યો કે તમારો સર્વ પંથ સાફ કરૂં, તેમજ વળી તાપના વખતમાં વાદળી કેમ ન થઈ કે છાંયા કરતી ચાલું, તેમજ વરસાદના વખતમાં તમારા હાથની છત્રી કેમ ન થઈ કે તમારા કોમળ હાથમાં રેહી તમારા મુખારવિંદના દરશન કરત. વળી અરણ્યને વિશે લીલી વનસપતિ કેમ ન થઈ કે તમારા આરામના વખતમાં કોમળ થઈ ઘસઘસાટ નીદ્રા આપું. હે જગદીશ ! મારા પ્રાણવલ્લભને તમે ઘણાં સંકટો આપ્યાં હશે. તે સમયે ઉપર બતાવેલાં રૂપ કેમ ન આપ્યાં કે તેને કોઈ પણ સંકટ પડત નહીં. હે પ્રાણનાથ આપની દાશીની અર્જ એટલીજ છે કે આપનું કાર્ય સીઘ કરી દાશીને દર્શન આપો, આપની સમીપ લખવા દાશી કાંઈ પણ શકિતવાન નથી. આપે સત્યપ્રીતિનો પૂરેપૂરો પ્રયોગ કર્યો. હવે આપની દાસી કલમ બંધ કરવા રજા માગે છે.

લી. સત્યપ્રીતિમાંથી વિખૂટી પડેલી દાસી ચંદ્રિકા.

ગુણવંતસિંહ તથા ચંદ્રિકાએ પત્ર લખી ગદગદ કંઠે થઈ ચિત્રરેખાને આપ્યો, ચિત્રરેખા પોતાની બેન મેનાવતીને લઈ આકાશમાર્ગે આશન ઉડાવતી ચાલી. ગુણવંત તથા ચંદ્રિકા રતસિંહના શોધની ખબરથી ખુશી થઈ તેના આવ્યાની રાહ જોયા કરતાં હતાં.

હવે ઝલામલી, ચિત્રરેખાની રાહ જોતી હતી. તેવામાંજ બંને બેનો જઈ પહોંચી. ઝલામલી ગુણસુંદરી, ચિત્રરેખા, મેનાવતી, ચારે ભેગાં થયાં. ગુણવંત તથા ચંદ્રિકાનો પત્ર દેખી ઝલામલી, તથા ગુણસુંદરી ઘણો હર્ષ પામી. પત્ર લઈ રત્નસિંહ પાસે ગઈ અને પત્ર આપ્યો, રત્નસિંહે મિત્ર તથા પોતાની સ્ત્રીનો પત્ર દેખી વાંચી હર્ષ પામી ઝલામલી તથા તેની બેનને બોલાવી તથા ગુણસુંદરીને તૈયાર થવાને કહ્યું. રત્નસિંહે રાજ્યસિંહ પાસે જવાની રજા માગી રાજ્યસિંહ તે વખત ઘણોજ ખેદ પામ્યો. પણ હા કહી પોતાની રાણીને બોલાવી પુત્રીને તૈયાર થવાને કહ્યું.

(ગુણસુંદરીનો પોષાક.)

ગુણસુંદરી પોતાના પતિની સાથે જવાના હર્ષથી સ્નાન કરી પોતાના નાગેણ સમાન અંબોડામાં હીરાજડીત કેવડો બાંધવાથી તે વસ્ત્રમાંથી અગ્નિની માફક ચમકારા કરતો હતો. નાકમાં હીરાજડીત્ર વાળી તેના કોમળ મુખારવિંદને વા નાંખતી હતી. નેત્રનું અંજન તેની ગુલાબી લાલીને દ્રષ્ટીથી બચાવતું હતું. લિલાટમાં ચાંદલો ચંદ્રની માફક ચળકતો હતો, મયુરની ગરદનસમ તેની કોમળ ગરદનપર મોતીનો હાર તારામંડળની માફક ચળકાટ કરતો હતો. તેના કુચઅરી એવા તંગ હતો કે તેના જોબનના જોરને ખેંચી રાખતો હતો. પગની ઝાંઝર મેઘનાદની માફક ઘનઘનાટ કરી રહી હતી. તેમજ પગની હીરાજડીત્ર અંગુઠી શુકના તારાની માફક ચમકારા કરી રહી હતી. આ સર્વને શોભાવનાર જે અખંડસૌભાગ્ય હીરા, રત્નજડીત કંકણ

તેના કોમળ હાથને શોભાવતા હતા. તેને જોઈ તે વારં-વાર ખુશી થતી હતી. ગુણસુંદરી પોતાના સર્વે પોશાક પહેરી રહી તેટલા વખતમાં રનસિંહ પણ ચિત્રરેખા, મ-નાવતી, ઝલામલી સહીત તૈયાર થઈ રાજા પાસે આવી ઉભી. ગુણસુંદરી માતા પાસે જવાની રજા લેવા ગઈ, ત્યારે મારી વહાલી પુત્રી તમે પતીવ્રતપણાનાં ઘણાં પુ-સ્તકો વાંચ્યાં છે પણ હું જે કહુંછું તે પર ઘણું ધ્યાન રાખજો, અને સદાકાળ તેજ પ્રમાણે વર્તજો, તમે તમારા લાયક પતિ શોધી લીધો. હવે તમે તમારે સાસરે જવાને તૈયાર થયાં,. ભલે કુશળ રહો તમારા પતિની કહેલી વાત કોઇ પણ મનુષ્યને કહેશો નહીં. કોઇની સાથે દ્વેષબુદ્ધિથી વર્તશો નહીં. સર્વને હિત રીતે સમાન ગણજો અને સંકટ પડતાં પણ પતિવ્રતપણું ચૂકશો નહીં. સર્વથી શ્રેષ્ટ સુખ પતિવ્રતપણામાં છે. પતિ તેજ પરમેશ્વર એવું ધારજો. પતિ શીવાય બીજા દેવોને માનવા એ ફોકટ ફાંફાં છે. પતિ ભક્તિ સર્વથી ઉત્તમ છે; માટે તમે તે ચુકશો નહીં; સુ-ખનો માર્ગ એજ છે. એમ જાણીને આ મારો શુભેચ્છક ધર્મ બજાવુંછું તે ફળીભુત થાઓ.

મારી વહાલો પુત્રી મેં તને મારા નેત્રથી જરા પણ દુર કરેલી નથી. મારૂં ક્ષણેક્ષણનું વહાલ, મારા હૈયાના હાર, અંધની લાકડી બેન બાપુ ! તારા વિના મને કેમ ગમશે. તારા વિના મને કાલુકાલુ બોલી માતા કહી કોણ બોલાવશે, તારાં સુંદર રમકડાં, મેના, પોપટ, સખીઓ, દાસ, દા-સીઓ, બાગ, ફુલવાડીઓ, હારની ગુંથનારીઓ, બેઠકો, બંગલાઓ, આ સઘળી શોભા કોણ જોશે. અને તેને કોણ સુધારશે. ઓ મારી લાડકવાઈ પુત્રી મેં તને ઘણાજ લાડ-ડથી ઉછેરી; હવે તને પરસ્વાધીન કરૂંછું. એમ કહી રાણી મુરછીત થયાં. ગુણસુંદરીએ માતાને ધૈર્ય આપી દાસી પાસે પાણી મંગાવી પાયું. અને બોલી હે માતાજી હવે મને રજા આપો. કારણ મારા પીતાજી તથા મારા સ્વામી-

નાથ મારી રાહ જુવેછે. તે વખત તેની માએ કહ્યું જાવ બેટા કુશળ રહો. પણ મારી શીખામણ ભૂલીશ નહીં. ગુણસુંદરી માતાને નમન, કરી આશીરવાદ લેઈ હસ્તિની ચાલથી પોતાના પતી પાસે ગઈ, રાજ્યસિંહે પણ ગુણસુંદરીને સારી શીખમણ આપી હતી. રતનસિંહ જે મેનાવતીના બનાવેલા આકાશમાર્ગે ઊડનાર આશનપર બેસવાને તૈયાર થયો તે વખત રાજ્યસિંહને કહ્યું કે હું ગંગા નદીને તીરે આવેલી વીમળાપૂરીનો રાજાછું. એમ કહી મેનાવતીને ચાલવાને હુકમ કર્યો, થાડા દીવસમાં તેઓ જ્યાં ચંદ્રિકા તથા ગુણવંત હતાં ત્યાં જઈ પહોંચ્યા; સર્વ મળ્યા અને ઘણા હર્ષથી પ્રીતિનાં આંસુ પાડ્યાં. આ વખતે જંગલનાં ઝાડો પવન આવવાથી પોતાનાં પાંદડાં એવી રીતે હલવતાં હતાં કે જાણે એક એકની જોડે કાંઈ પણ વાતથી ખુશી થતા ન હોય. વળી અરણ્યના પશુ પક્ષી મધુર સ્વરથી એવા ગાઈ રહ્યા હતા કે સર્વ મનુષ્ય તે સાંભળવાને ઇચ્છે, આવી વનલીલામાં સત્યપ્રીતિના વિર રહ્યા હતા. ગુણવંતસિંહ એકાંતમાં બેઠા હતા તેવામાં ઝલામલી આવી ઉભી; તેજ વખતે ગુણવંતસિંહ બોલ્યો:—તમે મારૂં કામ કર્યું તો તમારૂં પૂર્ણ થયું. હવે જંગલમાં રહેવું ઠીક નહીં માટે રાજ્ય તરફ ચલો. ઝલામલીએ મેનાવતી પાસે મોટું આશન કરાવ્યું અને તેમાં સર્વ સત્યપ્રીતિના મનુષ્ય બેસી વીમળાપૂરી તરફ ચાલતાં થયાં. કેટલેક દિવસે વિમળાપૂરીની નજીક જઈ પહોંચ્યા તો ઉગેલાં ઝાડો કે જે સૂકાઈ ગયાં હતાં તેને ખળખળીને પાંતરાં નીકળી આવ્યાં. કોયલ પપૈયા કે જેમણે પોતાનો મધુરસ્વર બંધ કર્યો હતો તે ગાવા લાગ્યાં. નદીનું પાણી જે વહેતું બંધ હતું તે વહેવા લાગ્યું. આ દેખાવ જોઈ આનંદથી આસન એક નદીતટે ઉતાર્યું. ચંદ્રિકા પોતાની સાથેની સાહેલીઓ સાથે બોલી બેન પેલું આપણું નગ્ર દેખાવ છે. એવી વાતો અરસપરસ કરે છે તેવામાં એક સ્વાર કે જે રતનસિંહની શોધને માટે ફરતો

હતો તે એકદમ પૂરમાં ગયો અને રાજાની આવ્યાની ખબર પૂરમાં ફેલાવી. પ્રધાન પ્રેમચંદ તથા ગામના શેઠ શાહુકારો મોટી ધામધુમથી તેડવા ગયા. સત્યપ્રીતિના માણસોને સોનાના પુષ્પે વધાવ્યા. આખા શેહેરમાં દીવાની રોશનાઈ કરી હતી તેમાં "સત્યપ્રીતિનો જય" આવા શબ્દથી દરેક મનુષ્યના મકાનમાં દીવાની હારો મૂકવામાં આવી હતી. વીમળાપૂરીમાં એવું એક ઘર નહોતું કે જેમાં આ સમયે ધામધુમ ન હોય. સત્યપ્રીતિના વિરોપૂરમાં આવ્યા જાણી સ્ત્રી પુરૂષોએ તેમનાપર પુષ્પની વૃષ્ટી કરી મૂકી હતી. આવી રીતે આનંદમાં રાજ્યમેહેલમાં પણ ઘણી શોભા કરી હતી. સર્વે મનુષ્યો હર્ષના પુષ્પહાર લઈ રૂષિમુનીઓ આશિરવાદ દઈ સર્વ સભાના માણસો વિસરજન થયાં. પ્રધાન રાજા અને મળ્યા; પ્રધાનને રાજાએ તે દિવસ ભોજન કરાવી મોટો શિરપાવ આપ્યો. હવે રત્નસિંહ તથા ગુણવંતસિંહ, સોદાગર, સર્વ એક રાજ્યના માલીક સમાન રહી રાજ્યનું કામ કરવા લાગ્યા. રત્નસિંહની રાણી, તથા ગુણવંતસિંહની સ્ત્રી તથા સોદાગરની એ સર્વ એક બેનોની માફક રહીઓ. રત્નસિંહના રાજ્યમાં કોઈ પણ પ્રજા દુઃખી હોય તેવું તેની નજરે માલમ પડ્યું નહોતું. પોતાનું નામ અમર કરવાને પુરબહાર "સત્યપ્રીતિસાગર" એવું એક સરોવર કરાવ્યું. તથા "સત્યપ્રીતિ શાળા" કરાવી. અને તેમાં વિરપુરૂષોનાં ચરિત્ર તેમજ શાસ્ત્રનાં પુસ્તકો ચલાવવા માંડ્યાં. જેથી તેની પ્રજા ઉમંગી તથા પ્રીતિના એક સાગર સમાન થઈ, તેણે પોતાના રાજ્યની રચના એવી રચી હતી કે તેમાં કાંઈ પણ ખામી માલમ પડતી નહોતી. બાળકોને નવા નવા હુનર બતાવવાને હુનરશાળાઓ સ્થાપી, આ મહાપ્રતાપી રાજા સત્યપ્રીતિ માટે સંકટો વેઠી આખરે પોતાના રાજ્યમાં ઇંદ્રના સમાન રહી પૂર્ણ સુખ સંપતી ભોગવવા લાગ્યો. આ ઉપરથી દરેક માણસને વિચારવાનું એટલુંજ છે કે સત્યપ્રીતિમાં

દુઃખ થશે; પણ આખર જતાં તેનાં ફળ રત્નસિંહ તથા ગુણવંતસિંહને મળ્યાં તેવાં મળશે. એમાં કાંઈ સંશય ધરશો નહીં. જો કદી તમે તમારા સત્યમાં દુઃખ સહન કરતાં નિશ્ફળ થશો તો તેનો જામીનદાર હું થાઊંછું. માટે મારા પરમ સ્ત્રી પુરૂષ મિત્રો તમે તમારા દરેક કાર્યમાં સત્યપ્રીતિને પકડી રાખી તેનો ઝુંડો આગળ કહાડો. જેથી કરીને તમે જગતકર્ત્તા મહા પ્રભુરાયના પ્રેમને સંપાદન કરવાને શીખશો અને સુખી થશો. જયોસ્તુ.

**મનહર છંદ.**

શ્રી હરીહર ચરણ પ્રીત ધર વારવાર,
હરીહર ચરણ તો હરકત હરશે;
રીદ્ધ સિદ્ધ વીધ વીધ આપીને અખંડ સુખ.
હરીહર ભવ ભય નીવારણ કરશે;
રટમન તન ધન ટેક એક નેક રાખી,
નામ હરીહર રામ અમૃતથી ઝરશે;
મહારાજ વિશ્વપતી પતીત પાવન તણી,
ધાર ખર ધીર નર કરે આવી ધરશે.
જશે જોર જુવાનીનું પરિણામ ખુવારીનું,
મહા મૃત્યુ ભય ભારી સનમૂખ ફરશે;
હાય તારી દશા અરે! કેવી થશે દુખકારી,
સુખકારી સહાયક કોણ તને મળશે.
ખરીદ કરીને આજે વીકટ વખત કાજે,
સધન જુવાનીમાં જે પ્રભુ પ્રેમ ધરશે;
દાસ કર્ત્તા પાસ પ્રભુ પુર્ણ પ્રીત ધરી પછી.
શ્રી હરીહર અમૃત સુખનાધી ભરશે.

**દોહરો.**

પરમ પ્રેમ રસ રંગમાં, જો ડુબે સંસાર;
તેમ પ્રભુપદ કમળમાં, તો થાશે ભવ પાર.

**સમાપ્ત.**

# विज्ञापन.

સર્વે ભારતવાશી મિત્રો ? જે સાહેબો આ પુસ્તકના પ્રથમથી ગ્રાહક થઈ આશ્રય આપ્યો છે, તેના આભાર માની સુચવીએ છીએ કે પુસ્તક મળ્યા પછી અઠ-વાડીઆની અંદર તેના પૈસા મોકલવા. ને જે માણસ અઠવાડીઆની અંદર નહીં મોકલે તેની પાસેથી આઠઆના પ્રમાણે લેવામાં આવશે. એક રૂપીએ અડધા આનાની ટીકિટ જાદે મોકલવી. દશથી વ-ધારે નકલ રાખનારને કમીશન આપવામાં આવશે.

આ પુસ્તક રાખવાની જેની ઇચ્છા હોય તેઓએ નીચે બતાવેલા ઠેકાણે સાડા આઠઆના મોકલી મંગા-વી લેવું—નાટપેટ પત્ર લેવામાં આવશે નહીં.

**અમદાવાદમાં**—કર્તા પાસેથી સારંગપુર તળીયાની પોળમાં.

" હરિનાથ વિ. અંબાલાલ દેશાઈ ખાડી-આમાં કાળુમીઆને તકીએ

મુંબાઈ. શા. વીરજીભાઈ ડાહ્યાભાઈ. માંડવી. પ્રા-ઈવેટ ટયુસીયન.

કર્તા નગીનદાસ ચુનીલાલ શેઠ.